# સોરઠી વિભૂતિઓ

મનુભાઇ જોધાણી




ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તો, અમદાવાદ.

[ કૉપીરાઇટ સંબંધી તમામ હક્ક લેખકને સ્વાધીન છે. ]

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૨૫૮૩૯

આવૃત્તિ: બીજી

કિંમત : સવા બે રૂપિયા

: પ્રકાશક :
મનુભાઈ લલુભાઈ જોધાણી
સાતભાઈની હવેલી, ઝવેરીવાડ,
અમદાવાદ.

: મુદ્રક :
કાન્તિલાલ ગિરધરલાલ શાહ
શારદા મુદ્રણાલય, પાનકોરનાકા,
અમદાવાદ.

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના

ગુજરાતની જોડાજોડ ઊભેલો સારોયે સોરઠ દેશ ગૌરવભરી વિભૂતિઓની જન્મભૂમિ અને વિહારભૂમિ છે. એ વિભૂતિઓનો જ્વલંત ઇતિહાસ પડદા પાછળ અત્યાર સુધી વિચરતો અને ભાટ ચારણો દ્વારા, કાઠિયાવાડના આંગણે આંગણે ઘૂમતો. ચાર દીવાલો વચ્ચે પૂરાયેલી એ યશગાથાઓને બહાર આવવાનું ઘણુંયે મન થતું હશે; પણ એની પ્રત્યેનું ગૂજરાતનું દુર્લક્ષ એને અપમાનિત દેખાતું. સ્વ. રણજીતરામભાઈએ સોરઠ અને ગૂજરાતી સાહિત્ય વચ્ચેનો પડદો ઊંચો કર્યો ને અંદરથી પેલી શૌર્ય કથાઓ, વીરરસ ભરી નવલો અને ગગનવિહાર કરાવે એવા દુહાઓનો થાળ ગૂજરાતીઓ સામે ધર્યો. સહુની આંખો તાજુબ બની, અને એ મીઠાશની મજા માણવા કેટલાય ગૂજરાતીઓએ સોરઠ તરફ પોતાની નજર ફેંકી. સોરઠના પુત્રોએ પોતાની સમૃદ્ધિ જગત પાસે ધરવા માંડી. એક જુએ ને બીજું ભૂલી જાય, એવો સુંદર ધનભંડાર એક પછી એક રજૂ થવા લાગ્યો, ને ગૂજરાતીઓના સાહિત્યમાં સોરઠી સાહિત્યને સ્થાન મળ્યું. ગૂજરાતીઓમાંથી પ્રાંતિકતાનો ભેદ ભુલાયો ને સોરઠ એ ગૂજરાતનું અંગ

બની ગયો, ને સોરઠના ખૂણેખૂણે, ડુંગરે ને તેની ખોપોમાં, નદી અને તેના વોકળાઓમાં, પાદર અને તેના પાળિયાઓમાં, ખંડિયેર અને તેના ટિંબાઓમાં જે ઇતિહાસ ભર્યો છે તે ઉકેલવા લોકો ઉદ્યમી બન્યા; પોતાના પૂર્વજોની કીર્તિમાળા સારાયે જગત સમક્ષ રજૂ કરવા મંડ્યા અને એના રસની એક સરખી આકાંક્ષા વાચકોમાં ઉત્પન્ન થઈ.

વાચકોની પાસે એવી જ સૌરાષ્ટ્રના સુપુત્રોની યશગાથાઓ આ સંગ્રહમાં એકઠી કરી આજે રજૂ કરવામાં આવી છે. કાઠિયાવાડી એટલે બુદ્ધિમાં એક્કો, અભ્યાસમાં ઊંડો અને પરાક્રમે પૂરો. જેના અંગેઅંગમાં નીતિના પડછાયા છે, આંખોમાં વાત્સલ્યનાં અમી છે, રૂંવેરૂંવે ખાનદાનીના ઓઘ નીતરે છે, નસેનસમાં ધબકારા કરતું ગૌરવભર્યું ખૂન વહે છે, એવા કાઠિયાવાડીઓને ઓળખાવવાનો આ પ્રયત્ન છે. અબળાઓને સંકટમાંથી ઉગારવા, પ્રાણ આપવામાંય પાછા ન હઠે એવા બ્રહ્મપુત્રો, લગ્ન જેવા માયાના પાસમાં નહિ ફસાતાં, પોતાના જીવનની કિંમત મૂલવી જાય; અને કોઈ પણ જાતની લાલચ વગર સંપેતરાના બચાવ માટે લોથ થઈ જાય એવો માર ખાય એવા સોરઠી જુવાનો; ચહેરો જોઈ ભાવ વાંચી શકે, ધણીને કાળ નરી આંખે નિરખી શકે, ને કુશળ ગૃહિણી બની શકે એવી સોરઠી સ્ત્રીઓ; ખુદ ગંગાજીને પણ પ્રસાદી મોકલવાનું મન થાય એવા સોરઠી ભકતો; અને વેરની તૃપ્તી અર્થે જીવનની આહુતિ આપતાં ન ડરે એવા સોરઠી લડવૈયાઓ; એ બધી સોરઠી વિભૂતિઓ સારાયે સૌરાષ્ટ્રનાં અણમૂલ આભૂષણ છે. સોરઠ એમનાથી ઉજળો છે. એમનાં જૂનાં સંસ્મરણોથી આજે સોરઠવાસીઓની છાતી ગૌરવભરી ગજગજ ઊછળે છે, ને એકે એક કાઠિયાવાડી પોરસ ભર્યો, ગૂજરાતીઓ પાસે છાતી કાઢીને બોલી શકે છે. પૂર્વજોનાં કીર્તિકોટડાં આજે યાત્રાધામ બની ગયાં છે.

કાઠિયાવાડના જીવન સાથે વણાઈ ગયેલી લોકકથાઓ, દેવ-કથાઓ ને દંતકથાઓ, વીરકથાઓ અને ઇતિહાસકથાઓ, આજે

ખેંચાઈ ખેંચાઈ કાગળ ઉપર ઊતરે છે. શરમાળ માણસ પોતાના પરાક્રમોને સંતાડતો, પોતાની જાતને પાછળ રાખે એવી રીતે "સોરઠી વિભૂતિઓ" નો બીજો ભાગ લપાતો છૂપાતો બહાર આવે તો ના નહિ. પણ અત્યારે આ આપની પાસે રજૂ થયેલ સાહિત્ય આપનો સત્કાર પામશે તો જરૂર એ પોતાના સોબતીઓને આપના સહવાસમાં ખેંચી લાવશે. એ પ્રસંગ સંપડાવવામાં વાચકોનો જબ્બર ફાળો હશે, એ ચોક્કસ વાત છે.

અમદાવાદ
૧૧-૮-૩૨

મનુભાઈ જોધાણી

## બીજી આવૃત્તિ વખતે

**આજથી** ચૌદ વર્ષ ઉપર સોરઠી વિભૂતિઓનો બીજો ખંડ આપવાની કરેલી કબૂલાત અનુસાર **"શૌર્યનાં તેજ"** નામે બીજું પુસ્તક ૧૯૪૦માં પ્રગટ થઈ ગયું ને તેની બીજી આવૃત્તિ પણ થઈ ગઈ છે, છતાં આ પુસ્તકની બીજી આવૃત્તિ મોડી મોડી થાય છે. તેના કારણમાં તેને પ્રગટ કરવાનો હકક રાજકોટવાળા શ્રી નવયુગ પુસ્તક ભંડારને હતો: પણ તેમણે મારી પ્રત્યેના સદ્ભાવના કારણે આ પુસ્તકના 'કોપી રાઇટ' અમુક બદલો લઈને મને પાછા સોંપી દીધા છે, તે માટે એમનો આભારી છું.

સોરઠી વીરો અને વીરાંગનાઓની યશગાથાઓએ ઘણાં પુસ્તકો દ્વારા, ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કર્યું છે અને ગૌરવ સંપડાવ્યું છે, તેમ આજના નવા જમાનાની સોરઠી વીરાંગનાઓએ આઝાદ ફોજમાં જોડાઈ પોતાનું પ્રાચીન ખમીર ઝળકાવ્યું છે. ઘણી કાઠિયાવાડી બહેનોએ સ્વમાન અને આઝાદી માટે પોતાનાં ધન—માલની ન્યોચ્છાવરી કરીને માથાં હોડમાં મૂક્યાં હતાં; આ વાતોએ સોરઠી નરનારીઓને પોતાનાં મસ્તક ઉન્નત રાખવાનું હાંસલ કરાવ્યું છે.

સોરઠના ગામડે ગામડે ફરી પ્રાચીન કથાઓ અને યશગાથાઓનાં સંશોધન માટે સોરઠી સંશોધનકારોનાં જૂથ તૈયાર થવાની જરૂર છે. સોરઠની ભૂમિમાં અનેક એવાં સ્થળો દટાયેલાં છે કે જે આજે બહાર આવવા હાકલ કરે છે. એનાં સંશોધનો થાય તો સોરઠનો નવો ઇતિહાસ આપણને મળે.

આ પુસ્તકની બીજી આવૃત્તિ પણ આટલી મોડી મોડી પ્રસિદ્ધ થાય છે તે વખતે તેમાં 'સતી રૂપાંમા' નામની કથા ઉમેરી છે, અને જોડણી વિદ્યાપીઠના શબ્દકોશ મુજબ રાખી છે. આશા રાખું છું કે ગુજરાતી સાહિત્યમાં એનું સ્થાન જળવાઈ રહેશે.

**મનુભાઈ જોધાણી**

## : અનુક્રમણિકા :

## ૧ ... ... ... ... ... જીવનનાં મૂલ્ય

“રજપૂત ! આમ અસૂરા જવામાં જોખમ છે. આગળ હેરું બેઠું છે,” ગાડામાં બેઠેલા બે ચાર શેઠિયાએ બોકાનું બીડી ચાલ્યા આવતા રજપૂતને ઊભો રાખી એક સામટું બોલવા માંડયું.

રજપૂત થંભ્યો. ખભે ઊંચકેલી કડિયાળી ડાંગ પછાડીને સહેજ હસીને પૂછ્યું: “કેટલાક આદમી છે ?

“છે સાત આઠ. પેલી તલાવડી આગળ,” એક જણે બેઠા બેઠા ગોઠણભર થઈ હાથ લાંબો કર્યો અને દૂરદૂર દેખાતી તળાવડીની પાળ તરફ આંગળી કરી ચીંધ્યું.

ઘરેણાંના ભારથી લચી પડતી, આણુંવળીને આવતી કોડભરી રજપૂતાણીએ માથા ઉપરથી બચકો ઉતારી નીચે મૂકયો અને આથમવાની તૈયારી કરતા સૂર્યનાં છેલ્લાં કિરણોએ આકાશમાં પૂરેલા રંગબેરંગી વાદળાં સામે જોઈ ઊંડો નીસાસો મૂકયો: “રજપૂત ! પાછા વળશું ?”

રજપૂતની લાલ કરડી આંખ રજપૂતાણી તરફ વળી ને જાણે આખી ને આખી બાળી દેવા શંકરનું ત્રિલોચન ઊઘડતાં જુએ ને ધ્રૂજ

ઊઠે એમ ફૂલ જેવી એ કંપી ઊઠી. ક્રોધના આવેશમાં રજપૂત બોલ્યો નહિ, પણ લાકડી પછાડીને ગમે તેટલા માણસો હોય પણ મારે મન હિસાબ નથી એમ સૂચવતો તિરસ્કારસૂચક નફટ હાસ્ય હસ્યો.

શેઠીઆ ઝંખવાણા પડી ગયા, ને ગાડું આગળ ચાલ્યું. આગળ રજપૂત ને પાછળ રજપૂતાણી પોતાના ગામ તરફ વહેતાં થયાં. શેઠીઆના મોંમાંથી અરેરાટી નીકળી ગઈ: "બાઈ બિચારી લેલાં જેવી છે, રજપૂત માનતો નથી, રોળું થવાનું."

પાસે ગાડામાં બેઠેલો અઢાર વર્ષનો યુવાન બ્રહ્મપુત્ર શેઠના ચહેરા સામે જોઈ રહ્યો: "કાકા ! શું ધીંગાણું થવાનું ?" એની આતુર આંખો વધારે લાંબી થઈ.

"હા જ તો. હઠીલા માણસો વાર્યા ન રહે, હાર્યા રહે."

"કાકા ! ધીંગાણું કેવું હશે ?" ઉત્સુક યુવાને ઊંચા થતાં પૂછ્યું.

"મા'રાજ ! એમાં આપણું કામ નહિ."

"મારે ક્યાં બાઝવું છે. જોવુંય નહિ ?" આંખ ફેરવતાં યુવાને મોં ફેરવી લીધું.

"ભાઈ, લોહીની છોળ્યું ઊડે ત્યાં આંખેય કેમ ઊઘડે ! કમકમાં જ આવે ને !"

"કાકા, મને ધીંગાણું જોવાની બહુ હોંશ છે. જાઉં ?"

"બેસ, બેસ, હવે. તારો બાપ તો લગન લઈને બેઠો છે, ને ગામને રોળાં જોવાં છે."

"પણ હું તો જવાનો," કહી યુવાન ગાડેથી કૂદી પડયો, અને ચાલી જતાં રજપૂત દંપતીની પાછળ હાથમાં ડાંગ લઈને ઊપડ્યો.

શેઠીઆઓએ દાંત કચકચાવ્યા.હઠી મોઢે ચાલ્યા જતા બ્રાહ્મણ પુત્રની પાછળ એને પાછો વાળવા ગોકીરા કર્યા: "પાછો વળ ! પાછો વળ !"

આભમાંથી અંધારાનાં પડ ઊતર્યાં અને ત્રણેય માણસો ભૂતનાં

ઓળા જેવાં અજવાળી આઠમના આછા પ્રકાશમાં દેખાયાં. ભાલની ઉજ્જડ ભૂમિ ઉપર ગાડું આગળ વહેતું થયું. "બામટાનો કાળ એને ખેંચી ગયો," કહી શેઠીઆઓએ આશ્વાસન લીધું. પાછળ જવાની કે એની રાહ જોવાની સ્વસ્થતા કે હિંમત એમનામાંથી સરી ગઈ હતી. રંક ગાડા–ખેડુના મનમાં ઊંડો વસવસો હતો, પણ એ શેઠની ધાકને લીધે નાઇલાજ બની બળદનાં પૂંછડાં આંબળવા લાગ્યો.

૨

સંધ્યાની રજ શમી જતાં ચંદ્રનાં આછાં અજવાળાં ખીલ્યાં. ચોમેર દૂધ જેવું ઝોકાર તેજ વેરાવા લાગ્યું. અમીકિરણોમાં આહ્લાદવાને બદલે થોડે થોડે અંતરે રજપૂત દંપતી મૂંગાંમૂંગાં આગળ ચાલ્યા જતાં હતાં. પુરુષના મોં ઉપર ગુસ્સાનો આવેશ હતો, સ્ત્રીની આંખમાં ભીતિ હતી.

તળાવડીની પાળ નજીક આવતી ગઈ. રજપૂતાણીથી વલોવાઈ જતાં હૈયે ધીરજ ન રહી. એના ગળે ડૂમો ભરાયો. એણે ડૂસકું મૂક્યું: "રજપૂત, પાછો વળ; મારું મન ના કહે છે."

રજપૂતે મોં ફેરવી રજપૂતાણી સામે જોયું ન જોયું ને આગળ ચાલ્યો. એણે વાંકડી મૂછને વળ દીધો, ભેટે બાંધેલી પછેડીની ગાંઠ ખેંચીને સરખી કરી અને પગરખાં કાઢી ભરાયેલી ધૂળ ખંખેરી નાખી. "મારી આબરૂને બટ્ટો બેસે," એક જ શબ્દ એની રગેરગે પ્રસરી એને અક્કડ રાખતો.

પળેપળે વીનવતી રજપૂતાણી કોઈ પાછળ પડેલા ભિક્ષુક પેઠે લપ કરી રહી હતી અને કંજુસ શેઠીઓ સાંભળ્યું ન સાંભળ્યું કરી આગળ ચાલ્યો જાય, એમ ધૂની રજપૂત પોતાની આસપાસ વીંટળાયેલ નિર્જનતાને રુંધતો આગળ વધ્યે જતો હતો.

તળાવની પાળે ચઢતાં જ સુકાઈ ગયેલાં રોડાં ઉપર બેઠેલા ખવીશના માથા જેવા લૂંટારાઓની ટોળી એણે જોઈ. એનામાં ભરતી પેઠે ચડેલ ઘૂરાતનનાં પૂર ઓટના લોઢમાં ડોલતાં ફીણ પેઠે અસ્થિર

બન્યાં ને સરી ગયાં. કોઈ પળે શૂરવીર મનુષ્યમાંથી રામ ઊઠી જતાં વિકરાળ ગણાતો માણસ ભીરુ બની જાય છે અને કાયર પેઠે જાન બચાવવામાં પોતાની જાતને વેગવંતો ધસારો આપે છે. રજપૂતે પછળ આવતી રજપૂતાણીને વીસરી, પતિ તરીકેની પોતાની રક્ષણ કરવાની ફરજ વીસારી મૂકી અને જીવન મરણના કટોકટીના મામલાને હાથ-વેંતમાં આવી પહોંચેલો દેખી એણે આંખો વીંચીને દોટ મૂકી.

લૂંટારાઓ આંતરે એ પહેલાં તો એણે લાકડીને સમણતાં પોતાનો વિકટ માર્ગ કાપી નાખ્યો. તળાવની પાળ ઓળંગી એ ઊતરી ગયો.

સ્રીથી આંતર વેદનામાં હાય પોકારાઈ ગઈ. નિઃસહાય, નિઃશસ્ત્ર અબળા આઠ આઠ લોહી તરસ્યા વરૂ જેવા લૂંટારુઓથી ઘેરાઈ ગઈ. ચોગમ એને પોતાની એકલતાના ઓળા ઊતરતા–ઘૂમતા દેખાયા. આંખો બંધ કરી એ બેસી ગઈ.

"ખબરદાર!" પાછળથી પગલે પગલું દાબીને આવતો રોણું જોવાની લાલસાવાળો યુવાન બ્રહ્મપુત્ર પાળે ચઢીને ઊભો રહ્યો. એ અબળાની આસપાસ ગોકાની બાંધીને હરિયારથી ડારતા આઠ આઠ વાટપાડુઓને ઝળુંબતા જોયા. એની આંખમાં ખુન્નસ ભરાયું. એણે હડી કાઢી. ક્રોધના આવેશથી ગુંગળાતા બાલણે હાકલો કર્યો: "ખબરદાર!"

અચાનક વીજળી પડતાં માણસો અંજાઈ જાય, એમ બધા સ્તબ્ધ થઈ ગયા. અને સોળે આંખો ચોમેર ચકળવકળ ફરવા લાગી. દુધિયા દાંતવાળા યુવાનને જોયો ને મગતરું સમજી મગરૂરીમાં એક આગળ આવ્યો, ને કોટી કાઢી નાખીને મ્યાનમાંથી છંડવી લબકારા કરતી કાળજીની તલવાર એણે ઊંચી કરી. યુવાને ડાંગ ઊંચકી કાંડા ઉપર મારી, અને ઝાટકો દૂર ઊડી પડ્યો. કાંડાનું હાડકું બટકી જતાં કળ ચઢી ગઈ ને ઓય કરતો એ બેસી ગયો. બાઈને લૂંટવામાં મશગૂલ બનેલા લૂંટારા ચમક્યા, અને હડી કાઢી આંબે તે પહેલાં

બ્રાહ્મણે ઝાટકો ઊંચક્યો અને આગળ આવતા એકને ઝીંક્યો. ઘા જનોઈ-વઢ ઊતરી જતાં લોહીના ફૂવારા છૂટ્યા. મનુષ્યમાં મનુષ્યત્વ આવે છે ત્યારે એને પોતાની ફરજનું ભાન થાય છે. બ્રાહ્મણે નિઃસહાય અબળાના રક્ષણ અર્થે દેહને ઝંપલાવવામાં પોતાનું મનુષ્યત્વ ભાળ્યું. સામે જ પરણવાના કોડભરી બાળકન્યા નજરે આવી લલચાવા લાગી, પણ એને એ લાલચ ડગાવી શકી નહિ. એણે પોતાનો ધર્મ–પોતાનું મનુષ્યત્વ અત્યારે ઝૂકી પડવામાં દેખ્યું, અને એણે જીવનને હોડમાં મૂકી દીધું.

લોહી દેખીને આંખ ચમકી. એકલી પડેલી રજપૂતાણીમાં જોગમાયા પ્રગટ્યાં, અને શક્તિનાં પૂર ઊમટ્યાં. એણે આવીને પાછળથી એક જણાની તલવાર ઝૂંટવી લીધી, ને માંડી ઝીંકવા. બ્રાહ્મણપુત્રને પૃથ્વી ફરતી દેખાણી. ચક્કર ખાતો ને તેગ ઝીંકતો એ બાળ યોદ્ધો આખે શરીરે ઝાટકાના ઘાયો ચીરાઈ ગયો. ચરડ ચરડ ચામડી ચીરાઈ જતી, લોહીની નીંકો વહેતી અને થતા અવાજ પવનની પાંખે ચડી દૂરદૂરના વાતાવરણમાં વેરાઈ જતા.

રણચંડીનો હલ્લો ભયાનક નીવડ્યો, લૂંટારા નાઠા. લાડકોડ ભર્યો બ્રાહ્મણપુત્ર દંપતીજીવનનાં સ્વપ્નાં સેવતી અને વરધે ચડેલી બાળકન્યાને પીઠી ભરી પોતાની સામે ઊભેલી જોઈ રહ્યો હોય એમ ડોળા ફાડી દિગંતોમાં આંખો ચગાવવા લાગ્યો.

રજપૂતાણીએ નીચે બેસી પાલવ વડે એને પવન ઢોળવા માંડ્યો. ચંદ્રને લળતો નીહાળી વગડો ભયંકરતા ઓકવા લાગ્યો. લોહીની ગંધે આકર્ષાઈ આવેલાં શિયાળ ટરપરિયાં મારવાં લાગ્યાં. રોડા ઉપર સૂતેલ બ્રાહ્મણે કણસવા માંડ્યું. બાઈની આંખોમાંથી અશ્રુઓ વહેતાં થયાં. "મારા વીરા! મારી આબરૂ રાખનાર અજાણ્યા મુસાફર! તું મારો કોઈ આગલા ભવનો મા–જણ્યો ભાઈ હોઈશ," કહી રજપૂતાણીએ એના કપાળ ઉપરના લોહીથી ભીંજાઈને ચોંટી ગયેલા વાળ ઉખાડી સરખા કર્યા, ને વ્હાલભર્યો હાથ કપાળે ફેરવ્યો. આંખો ઊઘડી ને એણે

લલાટે આંગળી મૂકી હાથ જોડયા. બાઈ ચોધાર આંસુડે રડવા મંડી. ગગનમાંથી ભૂતાવળના હૂંકાર સમા પવનના ફુંફાડા શરૂ થયા. ચંદ્ર લાલ બની ગયો. ચંદ્રિકા વીલાઈ ગઈ. તેજ ઓસરી ગયાં. મૃત્યુદૂત સમા અંધકારના ઓળા ઊતરી આવી કફન પેઠે વીંટળાઈ વળ્યાં.

બાઈએ માથું ખોળામાં લીધું, હૃદય ચીરી નાખે એવો વિલાપ શરૂ કર્યો, ને બ્રાહ્મણપુત્રની આંખો એના વિલાપ સાંભળવા ખીલા થઈ ગઈ.

૩

અંધારાનાં પૂર ઓસર્યાં. ઘોર રાત્રીનો કાળો રંગ ઊપટયો ને ઉષાના પગલે પહેરેલી સફેદ સાડીની ઉજ્જ્વળ છાંયનાં બિંબ પડયાં. પાસે થઈને વટેમાર્ગુ નીકળ્યો. મુડદાંઓ વચ્ચે બેઠેલી કોઈ ખપ્પર જોગણી જેવી લાગતી રજપૂતાણીના સીનાએ એને ડાર્યો. એના પગ થંભી ગયા, કાળજું કંપી ઊઠયું. હૃદયમાં ફડક પેસી ગઈ, એનાથી બે ડગલાં પાછાં ખસી જતાં બોલાઈ જવાયું: “ભૂત......”

બાઈ ઊઠી, સ્તબ્ધ બની ગયેલ વટેમાર્ગુ પાસે જઈ એણે ખોળો પાથર્યો: “મારા વીર !” વટેમાર્ગુ બ્હીકનો માર્યો ભયભીત આંખે તાકી રહ્યો.

“સામે ગામ મારું સાસરું છે. જઈને કહેજે કે તલાવડીમાં કાલે વાટપાડુએ બાઈની આબરૂ ઉપર હાથ ઉપાડયો, ત્યારે કોઈ દેવદૂત સમો અજાણ્યો બેરૂ આવીને પોતાનું જીવન દાવમાં મૂકી કીર્તિ જીતી ગયો છે. એના દેહને દેન દેવા લઈ જાય.”

બાઈએ માનેલું કે રજપૂત ગયો છે તે રાહ જોતો હશે; ગામમાં સમાચાર પહોંચતાં એ દોડયો આવશે.

વટેમાર્ગુનું મન ધરપ્યું, ધાક મટી, ને એ વેગભર ઊપડયો.

ગામમાં ખબર પડતાં ગામ ઊમટયું. સહુએ માનેલું કે રામસંગ કામ આવ્યો. આવીને જુએ તો બાઈ બેઠેલી. ખોળે રામસંગને બદલે કોઈ અજાણ્યાનું શબ લીધેલું. મેદની પાછળથી ઝીણો અવાજ આવ્યો:

"રામસંગ ક્યાં ?" બાઈની આંખો પણ રામસંગને જોવા ચોતરફ ઘૂમતી. પણ રામસંગ ક્યાં ? રામસંગનો પત્તો ન હતો.

ગામને પાદર સહુ આવ્યાં ને બ્રહ્મપુત્રને અગ્નિસંસ્કાર કર્યો. ગામને ખબર પડી કે રામસંગ તો નામર્દની પેઠે બૈરીને રેઢી મૂકી નાસી છૂટેલો અને આ તો કોઈ બ્રાહ્મણ-પુત્ર લીલેલગ્ને કોડ ભર્યાં જીવનનાં મૂલ્ય મૂલવી ગયો. લોકોએ એના આત્માને રંગ દીધો, ભલકાર્યો. આખા ગામમાં એક જ વાત થતી. ચોરે ને ચૌટે, હાટે ને કુવા કાંઠે રામસંગની વાત થતી.

ડેલવાડામાં સાળના ફટાકા બોલતા. તાણો કરતી ઢેઢડીઓ મર્મમાં બોલતી: "અલી સાંભળ્યું ? ઓલ્યો રામસંગ ભાગ્યો."

"હા, ગામમાં હાલતો ત્યારે મૂછને વળ દઈ દઈને આંકડા ઊંચા ને ઊંચા રાખતો."

"તઈંજ ભાગી નીકળ્યો ને ? બાયડી પરણ્યો શીદ હશે ? પાલવવાની ને બચાવવાની તાકાત નહોતી, ત્યારે શીદ ગયો તો તેડવા મોટે ઉપાડે !"

નાસી છૂટેલ રામસંગ પાસેની કડબની ગંજીમાં પોતાની મૂછના વળ જોતો બેઠો બેઠો સીંદરી પેઠે વળ ખાઈ જતો. પણ નામોશી એનું કાળજું કોરી ખાતી. મોઢું બતાવવાની હામ ન રહી. એનેય ન સમજાયું કે પોતે કેમ નાસી છૂટેલો.

*

રાતના અંધારામાં એક મનુષ્ય બીરૂતાનું કલંક ટાળવા કૂવા કાંઠે આવ્યો. ખંભે પથ્થરની ફાંટ લીધી ને અંદર સરી પડયો. બંધિયાર કૂવામાં પછડાટનો પડછંદો પવનના બમણા જોરથી વેરાઈ ગયો.

તેલમાં વડું તળાઈને ઉપર આવે એમ સવારમાં મડદું ઉપર તર્યું. લોકોએ એને ઓળખ્યો. જીવ બચાવવા નાસી છૂટેલ રામસંગ જીવનનાં મૂલ્ય હારી ગયો ને વેડફી નાખ્યાં.

રજપૂતાણી નામર્દની સ્ત્રી તરીકે જીવન જીવવા આ સંસારમાં સાંખી કાળ ન રહી. બીજે દિવસે એણે આત્મહત્યા કરી.

## ૨ ... ... ... ... ... ... મૉવાળી

**માગસર** માસ ઊતરવાની તૈયારી હતી. ટાઢના ચમકારાને લીધે વહેલી મુસાફરી થઈ શકતી નહિ. તેથી મગનલાલ શેઠ જમીને તડકાની રહણે દશ વાગ્યે ગાડું જોડાવી, વહુને આણું તેડવા નીકળ્યા. વેવાઈનું ગામ દૂર હતું એટલે સાથે વોળાવિયા તરીકે પોતાના ગામડાના એક દરબારને પણ લીધેલા. કણબીના વઢિયારા બળદ ને માંહે બેસનાર શેઠ એકલા પંડે એટલે ઝપટ મોઢે ગાડું માર્ગ કાપતું હતું. પાછળ દરબારની ઘોડીના દાબડા ગાજતા જતા હતા. પાણીપંથી ઘોડી ને વેગવંતા બળદની આજે હોડ રમાતી હતી. એક બીજાને આગળ જવા દેતાં ન હતાં. ને મગનશેઠ ગાદલા ઉપર લાંબા થઈને બન્નેને ભલકારા આપતા હતા. દિવસ મેર બેસતાં બેસતાં તો પંદર ગાઉ કાપી નાખ્યાં. શિયાળાનો ટૂંકો દિવસ ને દશ વાગ્યે નીકળેલા; છતાંય સાંજ પડતાં પંદર ગાઉ કાપવાથી બળદ પણ થાકી ગયા હતા. વેવાઈનું ગામ સામે દેખાતું હતું. હવે ગામ ફક્ત દોઢ જ ગાઉ દૂર હતું, એટલે શેઠે દરબાર અને પટેલને જરા ભલકાર્યા. બન્નેએ પોતાના વ્હાલા પ્રાણીઓની પીઠ થાબડી વેગવંતા કર્યાં, ને એક કલાકમાં તો ગામને પાદર પહોંચ્યા. ઠાકર દુવારામાં શયનની ઝાલરના રણકા વાગતા હતા, ગામમાં સોપો પડવાની તૈયારી હતી, એ વેળાએ મગનશેઠે વેવાઈના ઘરની ખડકી ખખડાવી.

૨૫૮૩૯



"કોણ ?" કહેતા પરભુશેઠ ખાટલામાંથી સફાળા ઊઠીને ખડકીએ આવ્યા, ને વેવાઈને જોતાં હેતથી ભેટી પડયાં. બન્ને શરીરે મજબૂત હતા. એકબીજાની છાતી ભીંસાઈ ગઈ, ને હેતના ઊભરા ઠલવાયા.

શેઠાણીએ ઝટઝટ રસોઈ કરી નાખી, ને સહુને જમવા બેસાર્યાં. ઠંડીનો ચમકાર હતો એટલે ઘી ધાર કરતાં કરતાં ઠરી જતું. દરબાર બંધાણી હતા. તે ઓસરીની કોરે ચાકળો નાંખી જમવા બેઠા હતા. આતિથ્યના આનંદમાં શેઠાણીએ જોયા વગર પીરસ્યું, ને અફીણના નિશામાં દરબારે ચોળ્યા કર્યું. દરબારે ભાવ્યું એટલું ખાધું ને પછી મુઠીયાં વાળી પાસેની થાંભલી સાથે બાંધેલી માણકી ઘોડીને ખવરાવવા માંડયું. પરભુશેઠ સામે ખાટલા ઉપર બેઠા હતા તે જોઈ રહ્યા, પણ કાંઈ બોલ્યા નહિ.

દિવસમાં બબ્બે વખત ભાત ભાતનાં મિષ્ટાન્ન જમાડી રંગે ચંગે શેઠે દીકરીને આણું વળાવી વિદાય કરી. પાદરે ગયા પછી પરભુશેઠે પૂછયું: "આ દરબાર કોણ છે ?"

"અમારા મોવાળી છે," કહી મગનશેઠ ગાડામાં બેઠા ને વહેલા-વહેલા આણું તેડવા આવવાનો આગ્રહ કરતા ગયા.

૨

પોતાની દીકરીને તેડવા જવાનો વખત થયો, એટલે પરભુશેઠ પોતાની દુકાન પાસેથી નીકળતાં ગાડાવાળાને બોલાવી પૂછવા માંડયું: "કાં હીરા પટેલ ! ભાડે આવવું છે ?"

"આવશું જ ને. તમારું કામ છે એટલે કાંઈ ના પડાય ?"

"ઠીક, કેટલું ઘી ખાશો ?"

પટેલ વિચારમાં પડી ગયા ને બોલ્યા; "કેટલુંક ખવાય ? નવટાંક, પાશેર."

"તમારું કામ નહિ," કહી શેઠ પોતાના કામે વળગ્યા ને ગાડાવાળો રસ્તે પડયો.

વળી બીજો નીકળ્યો એટલે પરભુશેઠે બોલાવ્યોઃ "કાં, રામા પટેલ! ભાડે આવશો?"

"હા," કહી પટેલ ઊભા રહ્યા.

"ઘી કેટલું ખાશો?"

"કેટલુંક ખવાય? અચ્છેર ઘી," કહી પટેલ શેઠ સામે જોઈ રહ્યા.

પણ શેઠ તો મોં બગાડી પોતાના કામમાં મગ્ન થયા એટલે પટેલ ચાલતા થયા.

શેઠ હંમેશા બધા ગાડાવાળાને રોકે, પૂછે, પણ એમનું મન માને નહિ. એમના હૃદયને પ્રફુલ્લિત બનાવે તેવા શબ્દો કોઈ બોલતું ન હતું.

એક દિવસ શેઠ બેઠા હતા ત્યાં દેવા પટેલ નીકળ્યા. શેઠે એને બોલાવ્યા અને પૂછ્યું: "કાં દેવા પટેલ! ભાડે આવશો?"

"હા," કહી પટેલ થોભ્યા.

"ઘી કેટલું ખાશો?"

"શેર, બશેર ખવાય. કેટલું ખવરાવવું છે?"

"પણ ખાશો કેટલું?"

"કેટલું કેટલું શું? આપશો એટલું ખાઈશ."

શેઠ ખુશી ખુશી થઈ ગયા, ને બોલ્યા: "ભાડું ગમે ઈ લેજો, પણ કાલે આપણે દીકરીને આણું તેડવા જવાનું છે એટલું ગાડું લઈને આવજો."

'સારું,' કહી પટેલ ગયા.

૩

મહેમાન તેડવા આવવાના છે અને ગામડું ગામ હોવાથી જોઈતી જણસો અગાઉથી લાવવી પડે એમ હોવાથી મગનશેઠ ગાડું ભરીને માલ લઈ આવ્યા હતા. બીજે દિવસે સાંજે પરભુશેઠનું ગાડું

આણું તેડવા આવીને ઊભું રહ્યું. સાંજ પડી ગઈ હતી, ને મોડું થયું હોવાથી વેવાણે એકદમ ઉતાવળે કંસાર વગેરે કરી નાખ્યાં.

મગનશેઠે વેવાઈને જમવા માટે ઊઠવા કહ્યું, પણ પરભુશેઠ આજે ચિંતાતુર હતા. આ પટેલ વેર વાળશે કે નહિ એ વિચાર એમના અંતઃકરણને કોરી ખાતો હતો. એમણે કહ્યું: "આ પટેલ અમારા મૅાવાળી છે. પહેલા એમને જમાડી લ્યો."

પટેલે થાળી ભરીને કંસાર લીધો, ને આખી વાઢી ઠલવાવી. ભેંસનું કુશિયા જેવું ઘી, ને માહ મહિનાની ઠંડી એટલે ઘીની ખડપલી ઉખડતી. પટેલ તો ચાવ્યા વગર કોળિયા ઉતાર્યે જ જતા હતા. શેઠાણી ફરી કંસારની થાળી લઈને આવ્યાં, એટલે પટેલે થાળી આગળ ધરી. શેઠાણીએ ખોબો ભરીને કંસાર નાખ્યો, ને બીજો ભરવા જતાં એના હાથ ધ્રૂજ્યા. પટેલ સમજી ગયો. એ પણ જમાનાનો ખાધેલ હતો. તેણે કહ્યું: "શેઠાણી, થાળી જ ઠાલવી દ્યોને! ઊની હશે તો વળી દાઝશો." ને શેઠાણીએ આખી થાળી ઠાલવી. વાઢી લાવી ઘી પીરસી દીધું, ને પટેલ બધું ખાઈ ગયો.

ચાર પાંચ માણસની રસોઈ કરી હતી અને આ પટેલ બધું ખાઈ જશે તો વેવાઈને શું ખવરાવશું એ ચિંતાએ શેઠાણીના મોઢા ઉપરથી તેજ ઊડી ગયું.

"પટેલ લાપશી લેશો કે?" પરભુશેઠ પાસે બેઠેલા મગનશેઠે આગ્રહ કરી પૂછ્યું.

પટેલ કાંઈ બોલ્યા નહિ.

એટલે પરભુશેઠે કહ્યું: 'પટેલ શરમાળ છે. થોડો કંસાર પીરસો."

શેઠાણી આ વખતે બળોટા પણ ઉખાડીને લાવ્યા, ને રીસ ઉતારતાં હોય એમ બધું ભાણામાં ઠલવી દીધું. પટેલ એ પણ બધું ખાઈ ગયા. શેઠાણી મૂંઝાણાં ને બહાર આવી પૂછ્યું: "ભાત લાવું?"

"હા. લાવો થોડા," કહી પટેલ થાળી ઊટકેલ જેવી ચોકખી કરીને બેઠા.

શેઠાણીએ દાળભાત પીરસ્યા ને પટેલ ખાઈ પી હાથ મ્હોં ધોઈ ઊઠયા.

રીસમાં વળ ખાઈ જતી શેઠાણીએ શેઠને અંદર બોલાવી કહ્યું: "આ કાળ જેવો પટેલ બધુંય ખાઈ ગયો."

"હેં, બધું ય!" મગનશેઠની આંખો ફાટી રહી.

"હા. હવે શું કરશું? ઘરમાં ઘીયે નથી."

મગનશેઠનો ચહેરો ગુસ્સામાં લાલચોળ બની ગયો. બહાર આવી પરભુશેઠને પૂછ્યું: "પટેલ ક્યાં ગયા?"

"પટેલ તો બળદને નીરણ કરવા ગયા."

"શેઠ! આ તે માણસ છે કે રાક્ષસ! બધું ખાઈ ગયો!"

"હોય, શેઠ! ખાતલ પીતલ છે તે ખાય. એમાં શું?"

"પણ આવું તે હોય! આ તમારો મોવાળી કેવો?"

"બિચારે પેટમાં ખાધું છે ને! તમારા મોવાળી પેઠે ધોડીને તો ખવરાવ્યું નથી ને?" ઠંડે કલેજે પેટ ઉપર હાથ ફેરવતા પરભુશેઠે કહ્યું. સાંભળતાં જ મગનશેઠ ઠરી ગયા, ને હાથ જોડી બોલ્યા: "શેઠ! મારી લાજ તમારા હાથમાં છે. પણ હવે એવો મોવાળી કોઈ દિવસ નહિ લાવું."

ને પરભુશેઠે ચાલતી વખતે મગનશેઠને ભેટી માફી માગી: "શેઠ! આવા મોવાળી તેડીને હવે વેલાવેલા આવજો."

મગનશેઠ નીચું જોઈ સાંભળી રહ્યા.

## ૩ ... ... ... ... ... ચોરની કળા

"બાપુ અમે તો લૂંટાઈ ગયા. અમારું કોઈ ધણીધોરી નથી," માથે બળતી સગડી લઈને ચાર પાંચ પટેલીઆ ભરબજારમાં ચાલી જતી ઘોડાગાડી આંતરી ઊભા રહ્યા.

સારથીએ લગામ ખેંચી દોડયા જતા ઘોડાને સ્થિર કર્યા. પટેલીઆ આગળ આવ્યા અને અંદર બેઠેલા યુવાન નૃપતિને બે હાથ જોડી નમન કર્યું. દુઃખના ભારથી લદાયેલા હોવાનું જાહેર કરતી બળતી સગડી નીચે ઉતારી અને એમના આંખમાંથી અશ્રુઓ સરી પડયાં.

રાજાએ સામે બેઠેલા દીવાન સામે જોયું. દીવાને અરજદારો તરફ તિરસ્કારમાં દષ્ટિ નાખી પૂછ્યું: "કેમ આવ્યા છો?"

"બાપુ, આખી સીમ ભેળાઈ ગઈ. ખાવા દાણોય રહેવા દીધો નથી. રોજ રોજ ચોરીઓ થાય ને મોલ ગુડાઈ જાય. પણ કોઈ વ્હારે કરે નહિ," ખેડૂતોએ કરગરતા કરગરતા અરજ કરી.

"સ્થાનિક અમલદારને મળો," દીવાને ટૂંકો જવાબ આપ્યો.

"ત્યાંય બધે પોલું છે. કોઈ ઊભું જ રહેવા દેતું નથી."

"તપાસ કરશું," કહી દીવાને ગાડી હાંકવાની સૂચના આપી.

રાજાએ દીવાનને પૂછ્યું; "આવું અંધેર કેમ ચાલે છે?"

"બાપુ ! હોય !" કહી દીવાને મૂંગામૂંગા ડોકું ધૂણાવ્યું, "ચોર પારખવા કે પકડવા સહેલા નથી."

બે ચાર દિવસ વીત્યા ને બીજા ગામના અરજદારો અરજે આવ્યા. એમ એકાદ પખવાડિયામાં તો રાજ્યની સરહદ સુધીના માણસો રંજાડની અનેક ફરિયાદો રજૂ કરી ગયા. દીવાનની ખાનગી ઘણી જ ચાંપતી તપાસ અને ડારો છતાંય, ચોરોનો અડ્ડો ઓછો થતો નહિ, કે રંજાડનારાઓ કાબૂમાં આવતા નહિ. દીવાનના દિલને ચિંતા રૂપી કીડો કોતરી ખાતો. બેચેન બની ગયેલો વૃદ્ધ દીવાન બેસતા રાજાની કીર્તિને ઉજ્જવળ બનાવવા મથતો. 'બેસતો રાજા અને આવતી વહુ'નું સૂત્ર નિરંતર એના સ્મરણપટ ઉપર અથડાતું.

રાજતંત્રની શેત્રંજમાં અનેક મ્હોરાંઓ હોય છે. ખટપટી અને ઈર્ષાળુ માણસોએ દ્વેષથી દીવાન વિરુદ્ધ ભંભેરણી શરૂ કરી. પ્યાદા જેવો અણસમજુ યુવાન નૃપતિ તરંગી હુકમો કરવા ટેવાયેલો હતો. એણે એક સોબતીની વાત પકડી પાડી. કલ્પનાના ઓપ ચઢાવેલી રાજદ્વારી ખટપટનો ભોગ બનેલ ભૂપાળ, દીવાન સામે વહેમાયો. અનુભવી, શાંત, દીર્ઘદર્શી અને કાબેલ દીવાનને બોલાવી આક્ષેપ કર્યો: "દીવાનજી ! ચોરને ઉશ્કેરવામાં ને પ્રજાને રંજાડવામાં તમારો હાથ હોય એમ લાગે છે. રાજ્યનો પગાર ઓછો પડે છે કે આમ પાળભાગ ખાવ છો ?" બોડા પેઠે ઊભો કરેલો રાજેન્દ્ર પોપટ પેઠે શીખવેલું પઢી ગયો.

દીવાનની આંખોમાં વિચારોના ઓઘ ઊમટતા દેખાયા. ગમ ખાઈ જઈ વૃદ્ધ અમાત્યે દરિયાવ દિલમાં, અનેક તડકી છાંયડીને ઓળંગેલા હૃદયનાં કોઈ ખૂણામાં એ શબ્દો સંઘરી લીધા. એક શબ્દ પણ ઉચ્ચાર્યા સિવાય એ ચૂપ રહ્યા.

'મૌન એ અર્ધી હા.' સમજી રાજાને પાસવાનોએ દીવાનનો હાથ હોવાની ખાતરીપૂર્વક સમજણ પાડી. વહેમનાં વંટોળે ચઢેલ

રાજાએ સચીવને ન કહેવાનું કહી નાખ્યું. છતાંય ગંભીર દીવાને માઝા ન મૂકી. "તપાસ કરી બંદોબસ્ત કરીશ," કહી એ ઊઠયા ને પાછળ રવાડે ચઢેલું ટોળું નફટ હાસ્ય કરતું ધસી આવ્યું. એના પગરવનો આછો ભણકાર વૃદ્ધના કાને અથડાયો. દીવાન જાણ્યું અજાણ્યું કરી બહાર નીકળી ગયા.

સત્તાના શૉખીન, પણ ઉછાંછળા અમલદારોએ ઊછરતા રાજાને હાથ ઉપર લીધો. શબ્દજાળમાં ફસાયેલો યુવાન, અટપટી ખટપટોના ઝોકમાં અટવાઈ ગયો. ખટપટીઆઓએ દીવાનનું કાસળ કાઢવાનો ઘાટ ઘડયો.

"બાપુ ! દીવાન જ ચોરીના કામમાં પાવરધા છે."

"કેમ જાણ્યું ?"

"બત્રીશ લક્ષણા એ નરપુંગવને કળાવિહીન કેમ મનાય ?" બોલનારે બીજાઓની સામે જોયું.

"ખાતરી ?"

એકે રાજાના કાનમાં કાંઈક કહ્યું. રાજા હસી પડયો: "એય માળું છે તો ઠીક."

રાજા રમકડું બન્યો. શીખવ્યા મુજબ દીવાનનું કાસળ કાઢનાર ટોળીના હાથમાં એ હથિયાર બની રહ્યો. યોજના ઘડાઈ, અને સઘળા કામની જુમ્મેદારી સોંપાયેલા એક સાગરીદે વાતને ઢાંકપિછોડી ઓઢાડી એનાં પગરણ આદર્યાં*

---

* આગ, પાઘ ને ઔષધી, નાડી ને વળી ન્યાય;
તરવું, તાતરવું, ને તસ્કરવું, એ આઠે આપ કળાય.

(દુકાને આગ પાડવી, પાઘડી બાંધવી, ઓસડિયાં અને વૈદું જાણવું, ન્યાય કરવો, તરતા શીખવું, ફોસલાવી ખાવું અને ચોરી કરવી એ આઠે કળાઓ કોઈની શીખવી આવડતી નથી; એ તો સહુના અંતરના ઉકેલ મુજબ પોતપોતાની નિરાળી છે.)

૨

રાજાએ ગામમાં પડહ વગડાવ્યો હતો કે આબાલવૃદ્ધ સહુએ રાજાએ બનાવેલ નવા કિલ્લામાં સવારમાં હાજર થવું. પ્રભાતમાં સહુ સુશોભિત વસ્ત્રોમાં સજ્જ થઈ રાજઆજ્ઞાને માન આપવા નવા કોટમાં હાજર થયા.

કોટમાં ફક્ત એક મીલની ચીમની પેઠે લાંબો પોલો સ્થંભ ખૂબ ઊંચાઈમાં ઊભો કર્યો હતો, અને તે ઉપર હીરામાણેક જડિત મયૂર ગોઠવ્યો હતો. ઊગતા સૂર્યનાં કિરણો પડવાથી ઝવેરાતમાંથી તેજની શેડો ફૂટતી અને વક્રીભવન થઈ મેઘધનુષ્ય પેઠે સપ્તરંગી કમાનો તડકામાં આકર્ષક લાગતી. લોકો નવાઈ પામતા. કિલ્લામાં કાંઈ જ જોવાનું ન હતું. કોટની આસપાસ કોટડીઓ ઉતારી હતી અને ચારે તરફ પોલીસો બંદુક ઉપર સંગીન ચડાવી પહેરો ભરતા. જડ કિલ્લાની આસપાસ રક્ષકોથી જીવતો કોટ બનાવવામાં આવ્યો હતો.

મહારાજાની સવારી આવતાં લોકોમાં આનંદનો કોલાહલ વધ્યો. ઉત્સવઘેલાં પ્રજાજનો અને નાગરિકોએ હર્ષના પોકારો કર્યા. હાથીની અંબાડીમાંથી રાજાની પડખેથી ઊતરતાં દીવાનને પોતાની અંગરખાની છાળ ભરાતાં કાંઈક શંકા પડી, પણ એણે ગણકાર્યું નહિ.

રાજાએ આવી આસન લીધું. હજુરીઆઓ વીંટળાઈ વળ્યા ને તરત જ પેલા મયૂર તરફ આંગળી ચીંધી રાજા બોલ્યા:

"મારા રાજ્યમાં ખૂબ ચોરીઓ થાય છે. ચોર પાકા ને પાવરધા છે. એવા રીઢા અને ખેપાન ચોરને રાજ્યના અમલદારોનું પીઠબળ છે, એમ મારે કાને ભણકારા આવ્યા છે. એવો ત્રાસ હું જરાય સહન કરી શકતો નથી. આ ભૂંગળું પોલું છે. તેના પર મેં અમૂલ્ય હીરાનો બનાવેલ મયૂર ગોઠવાવ્યો છે. મયૂરને પગે તાર બાંધ્યા છે અને તે તારનો બીજો છેડો આ સામે દેખાય તે તોપો અને બંદૂકો સાથે જોડયો છે. તોપ બંદૂકો ભરેલાં તૈયાર છે, મયૂરને

અડે એટલે તરત જ એ તાર હાલે ને તરત જ ભડાકા થાય. આવી સુંદર કળા બતાવવાનું માન આપણા રાજ્યના એક વિશ્વાસુ અમલદારને ઘટે છે." અને તરત જ એ પ્રમાણે મયૂરને અડવા માટે એક માણસને સીડી ઉપર ચઢાવ્યો. એણે જઈને હાથ લગાડયો ત્યાં તાર ખેંચાયા ને કાન ફોડી નાખે એવા અસંખ્ય અવાજો થયા. પ્રજા સ્તબ્ધ બની ગઈ.

"આ મોરને ચોરી જવાનું હું ચોરોને આવ્હાન આપું છું. દીવાનજી! જો આ મોર એક મહીનામાં નહિ ચોરાઈ જાય તો તમારો શિરચ્છેદ કરીશ," કહી રાજા ઊઠીને ઊભો થઈ ગયો.

દીવાનના હૃદયમાં ધ્રાસકો પડયો. વિરોધીઓ રાજી થયા. પ્રજા સમસમી ઊઠી. અમાત્યનો દેવ રૂઠયો હોય એમ સહુને લાગ્યું. રાજ્યાસનના પાયામાં સળો પેસતો હોય એમ પ્રજાએ અનુમાન્યું.

"બાપુ! મારાથી ચોરી થાય?"

"તમે તો ચોરના જમાદાર છો," કટાક્ષમાં હજુરીઓ બોલ્યો, ને દીવાનની કરડી આંખ એના તરફ વળી. પણ એ નફટ મનુષ્યના હૃદયમાં ક્ષોભ ન થયો.

દીવાને કાવતરું રમાતું જોયું. માકડની હાર પેઠે સુખ દુઃખના કર્મના થર ઊખળતા એમણે માન્યા. 'જેવું ભાવી' કહી એમણે ઝટપટ ઘરનો રસ્તો લીધો.

ચિંતાના ચાકડે ચડેલ અમાત્ય સૂકાતો ચાલ્યો. એની આંખો ઊંડી ગઈ. બે ચાર દિવસમાં એના દેહમાં છુપાયેલું હાડપિંજર વસ્ત્ર સોંસરવું ડોકિયું કરવા લાગ્યું.

દીવાનની દીકરી ગામમાં જ પરણાવેલી હતી. નોકરો મારફત એણે બાપના સમાચાર મેળવ્યા. એની આંખમાંથી શ્રાવણ ભાદરવો શરૂ થયો. એ બાપનાં દુઃખ સાંભળી શકી નહિ, એનાથી બાપનાં સંકટ જીરવાયાં નહિ. દીવાનના જમાઈ સામે બેઠા બેઠા જમતાં હતા, તેમણે બાઈને રડતી જોઈને મશ્કરી કરતાં પૂછયું: "કેમ ઓછું

આવ્યું ? બાપા યાદ આવ્યા ?"

"મારા બાપાને હવે કેટલા દિવસની મહેમાની ? રાજ્યકોપ ઊતર્યો, એને કોણ પાછો વાળે ?"

"રાજ્યઆજ્ઞા મેં સાંભળી છે. એકાદ મહિનામાં તો મોર ચોરાઈ જવાનો. દીવાન ચિંતા શા માટે કરે છે ?"

"દુઃખના અનુભવી જ દુઃખની વેદના જાણી શકે, બાકી સંકટમાં દિલાસો તો સહુએ આપે," એણે ટોણો માર્યો.

શેઠે હાથમાં લીધેલ કોળીઓ નીચે મૂકયો, હથેળીમાં અંજલિ લીધી ને જળ મૂક્યું: "જ્યાં સુધી મોર ચોરી ન લાવું ત્યાં સુધી તું મારે અસ્પૃશ્ય છે. તું આજે જ તારે પિયર ચાલી જા."

ઑડનું ચૉડ વેતરાયેલું જોઈ બાઈ કંપી ઊઠી. પતિની કડકાઈ એ પિછાનતી હતી. એક શબ્દ પણ બોલ્યા સિવાય એ સાસરેથી નીકળી પિયર પહોંચી ગઈ. રડતી આંખોમાં લાલાશ જોઈ દીવાનજી ચીમળાઈ ગયા. પુત્રીએ વાત કહી, ને દીવાનજીથી ધ્રૂસકું મુકાઈ ગયું. એણે જમાઈનું મૃત્યુ દોડી આવતું અટકળ્યું. 'જો મોર ચોરાય નહિ તો પોતાનો શિરચ્છેદ થાય, ચોરાય તો ચોરનાર જમાઈ આટલા જાપ્તાથી પકડાયાં વગર રહે નહિ, ને પકડાય એટલે હાથીને પગે થાય; એટલું જ નહિ, પણ હું ચોરી કરાવું છું–ચોરીમાં મારો હાથ છે. એમ સાબીત થાય અને દીકરી જમાઈનાં રીસામણાં નફામાં રહે.' દીવાનની આંખે જાણે ત્રિરાશિ રચાઈ ગઈ.

પ્રભુ ઉપર વિશ્વાસ રાખનારો ધીરજવાન દીવાન, સમુદ્ર તટે પછડાટ મારતાં મોજાંઓ જેવા દુઃખના પ્રચંડ હલ્લાઓ સહતો ઉદ્વિગ્ન મને જોઈ રહ્યો.

૩

"શેરખાં ! હજુ પેલા શેઠ કેમ ન આવ્યા ?" કસુંબાનો અમલ ઊતરી જતાં બગાસું ખાઈ ને એક પહેરેગીરે પોતાની બાજુમાં બેઠા બેઠા હોકો પીતા જોડીદારને પૂછ્યું.

"એ...આવે......" લાંબી નજર નાખવા આંખ ઉપર હથેળી મૂકીને બીજાએ જવાબ આપ્યો. થોડી વારમાં હાથમાં મીઠાઈનું પોટકું લઈને શેઠ આવી પહોંચ્યા, ને પહેરેગીરોનું ટોળું જામ્યું. અફીણને ખરલમાં ઘૂંટી કસૂંબો બનાવ્યો ને અમલ લેવાયા. ઉપર મીઠાઈના ખારભંજણા થયા અને તમાકુની મીઠી સોરમથી ઘેઘૂર બનેલી આંખોવાળા પહેરેગીરો વાતે ચઢ્યા.

હંમેશના રિવાજ મુજબ બેઘડી આનંદ કરી શેઠ ગામમાં ચાલ્યા આવતા. રાજાનો સખત હુકમ તોડવાની કોઈની યે તાકાત ન હતી. રાતના આઠ વાગ્યા પછી નીકળનારને ગરદન મરાતો. ફક્ત મુડદાંને અવલમંજલ પહોંચાડવા સ્મશાન જવા ડાઘૂઓને છૂટ રહેતી. ચોરને ચોરવા માટે જાહેર હુકમ કર્યા પછી તો સખત પ્રતિબંધ રહેતો.

શેઠ અને પહેરેગીરો જીવજાન મિત્રો બન્યા હતા. સ્વાર્થી મિત્રાચારીની પાછળ રહેલું વિષ પારખવાની બુદ્ધિ અભણ પહેરેગીરોમાં ન હતી. ચિરપરિચિત બનેલ શેઠ વિશ્વાસુ બની ગયો હતો. લાલચુ બંધાણીઓનાં મોઢાં ડાંભ્યાં હતાં એટલે ચોકી પહેરો પણ શિથિલ બન્યો હતો.

એક દિવસ શેઠપુત્રે કહ્યું: "મિયાં સાહેબ! હંમેશાં મીઠાઈ લાવું છું એટલે લોકો ટીકા કરે છે. કહો તો એક સામટું ગાડું ભરી લાવું, પણ નાંખશું ક્યાં?"

"અરે, મારી કોટડી ખાલી કરી આપીશ. હું અહીં પગથારે પડ્યો રહીશ," જુમાખાંનાં મોઢામાં મીઠાઈની વાતે પાણી છૂટ્યું.

ને શેઠપુત્રે ગાડું ભરી મીઠાઈ, ખાંડ, મધના ડબા ને કેટલાક છૂપાં ઓજારો લાવી ઓરડીમાં ભરી દીધાં; કોટડીને તાળું માર્યું ને ઘેર ગયાં.

બે ચાર દિવસ વહી ગયા. પહેરેગીરો અને શેઠ હંમેશાં ઓરડીમાંથી મીઠાઈ કાઢતા, ખાતા ને મોજ માણતા. ચોમાસાના દિવસો

હતા. ઝીણો ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. શેઠે બજારેથી કંદોઈ પાસે લીલાગર નખાવી માજુમ તૈયાર કરાવી, ને ટોપલામાં મૂકી લઈ ચાલ્યો.

ડાયરો ભરાયો હતો. બંધાણીઓ બધા ટાંપીને બેઠા હતા. ઊંટિયાનો લબડતો હોઠ પડે ને ખાઉં એ આશાએ પાછળ ભટકતું શિયાળ તાકી રહે એમ અફીણિયા બધા શેઠના રસ્તા ઉપર એની રાહ જોતાં લાંબી નજરે નીહાળી રહ્યા હતા.

દૂર દૂર શેઠને આવતા જોયા, એમની આંખોમાં તેજ આવ્યાં. પગમાં થતાં કળતર મોળાં પડયાં ને બધા ઉલ્લાસમાં આવી ગયા.

ટોપલી જોઈ એકે પૂછ્યું: "આમાં શું લાવ્યા છો ?"

"અરે, માજુમની સોડમે તો ગામને ગાંડું બનાવ્યું છે. મને થયું કે હુંય લઈ જાઉં."

"વાહ! શી સોડમ આવે છે!" બધાનાં મોઢાંમાં પાણી આવ્યાં ને સૌ હોઠ ચાટવા લાગ્યા.

નાસ્તાપાણી પછી શેઠ તરત જ ઊઠયા, ને આજે તો વહેલા વહેલા ઘર તરફ વળ્યા. બે ઘડીમાં ઘારણ આવ્યું ને પહેરેગીરો લીલાગરના નશામાં ઢળી પડયા. અંધારું થતાં લપાઈ બેઠેલા શેઠે ઓરડી ઉઘાડી પોતાનાં ઓજારો કાઢયાં ને અંદર પેસી ગગન સાથે વાતો કરતા પોલા ભૂંગળા સાથે નીસરણી ટેકવી એ ઉપર ચઢયો, ને માથે ઉપાડેલ ખાંડની ટોપલી સીડીના છેલ્લે પગથિયે ભરાવી. વરસાદનાં ફોરાં પડતા મધમિશ્રિત ભેજવાળી ખાંડ લોચા બની ગઈ હતી. ભેજ લાગ્યો હતો, તેમાં થોડું ઝાપટું આવ્યું ને પ્રવાહી બનેલી ખાંડ અંદર ઊતરી ગઈ. બીજી ટોપલી ઉપર નાખી, એમ આખો કોથળો ખાંડ એણે ભૂંગળામાં ઉતારી નાખી. ભૂંગળું ભરાઈ ગયું. મયૂર સાથે બાંધેલ તાર ખાંડના થરમાં ચોટી ગયા ને બંદૂક તોપ સાથેનો તારનો સંબંધ શિથિલ બની ગયો. મોર લઈને એ નીચે ઊતર્યો, પણ

ઊંચાઈને લીધે નીચે જોતાં એના કાળજામાં ફડક પેસી ગઈ હતી. આંખ મીંચી એ ધીમે ધીમે નીચે ઊતરી ગયો.

નીચે ઊતરી એણે ઓરડીનો સામાન પાસેના કુવામાં પધરાવ્યો, અને છણુછણુ છીંકો આવે એવી ઓરડીને સાફ કરી ખુલ્લી મૂકીને પોતે ગામને રસ્તે પડયો.

ગામમાં પહોંચતાં તો ખૂબ મોડું થઈ ગયું. અંધારે જતાં પહેરેગીર પકડે તો સવારે રાજા હાથીને પગે કરે, એ દહેશત એના કાળજામાં ધીમો પણ છૂપો ધ્રૂજારો લાવતી.

એણે માથે પછેડી ઓઢી અને મરી ગયેલ નાના બાળકનું મુડદું ઉપાડે એમ એણે મયૂરને ઉપાડ્યો ને ઉપર પછેડી ઢાંકી સાત ખોટનો એકનો એક દીકરો મરી ગયો હોય એવાં રુદન આદર્યાં. એણે ગામ વીંધી ભરબજારે આગળ વધી સોનાપુરનો રસ્તો લીધો. એના રોણાથી પહેરેગીરોએ એને રોકયો નહિ. એનો વલોપાત,–એની રુદનની હલક સાંભળનારના કાળજામાં દિલસોજી ઉત્પન્ન કરતાં. દિશાઓ પણ એના રુદનમાં સૂર પુરાવતી.

એક ગલીમાં એ વળ્યો ને ઝરૂખામાં દીવાના પ્રકાશે ચોપાટ રમતાં દંપતીએ એ રુદન સાંભળ્યાં. બાઈનું કાળજું કંપી ઊઠયું. પોચા હૃદયની સ્ત્રી પારકા દુઃખે દુઃખી થઈ ગઈ. એનાથી બોલાઈ જવાયું: "અરર, બિચારાનો એકનો એક દીકરો મરી ગયો લાગે છે!"

પુરુષ થંભ્યો, રુદન પારખ્યું ને હસી પડયો.

"તમને તે આવા કારમા મૃત્યુનું દુઃખ સાંભળી હસવું કેમ આવે છે?"

"પણ આ પુત્રમરણનાં રોણાં નથી."

"ત્યારે?"

"એ તો કોઈ ઢોંગીના ઢોંગ."

"તમને તો કદીયે કોઈનું દુઃખ હૈયે વસ્યું છે? જાણ્યા વગર એવા દુઃખની તમને શી કિંમત હોય?"

સ્ત્રીહઠ પાસે પુરુષનું ચાલ્યું નહિ. ચોપાટ ઉલાળી મૂકી એ ઊભો થઈ ગયો ને ખીંતીએ પડેલ પછેડી ઉપાડી માથે ઓઢી પેલા આગળ જનારને પગલે પગલું દાબી મૂંગોમૂંગો પાછળ ચાલતો થયો.

સ્મશાન આવ્યું. મુડદું રાતવાસો ઘરમાં નહિ રાખવાની બીકે નગરમાંથી અનેક મુડદાં આવી ગયાં હતાં. પણ રાત્રે અગ્નિદાહ નહિ દેતાં સવારે આપવાના રિવાજ મુજબ ડાઘૂઓ પાછા ચાલ્યા ગયેલાં. આગળ ચાલનારે મુડદાં ઓળંગ્યાં, ગણ્યાં ને સામે દેખાતા ઝાડ નીચે ખાડો ખોદી, ખોળે લીધેલો મયૂર અંદર ભંડારી ઉપર ધૂળ વાળી અને એ પાછો વળ્યો. એના ચહેરા ઉપર આત્મસંતોષ હતો; એની આંખમાં વિજયનો નશો હતો.

આ પાછળ જનાર પુરુષ મુડદાં વચ્ચે સૂઈ ગયો. એણે કાટિયા પેઠે પછેડી ઓઢી લીધી, અને શ્વાસ રૂંધીને પડયો રહ્યો. શેઠપુત્ર પાછો આવીને જુએ તો એક મુડદું વધેલું. એને ફાળ પડી. કોઈએ એનો પીછો લીધો હશે ? એણે પોતાની પાસેની લોઢાના ફળાવાળી અણીદાર લાકડી એકેક મુડદામાં ઘોંચી જોઈ. કોઈ સળવળ્યું નહિ. એણે આંખો ચોળી પણ કાંઈ દેખાયું નહિ. કાન સરવા કર્યા પણ સંચળ સંભળાયો નહિ. કોઈ આવ્યું ગયું નહોતું એની એને ખાત્રી હતી. ‘ ગણતાં ભૂલ્યો હોઈશ,’ એમ મનનું સમાધાન કરી એ પાછો ગામમાં પેસી ગયો.

પેલાએ ઊઠીને મયૂર ખોદી કાઢ્યો, ધૂળ ખંખેરી સાફ કર્યો ને પાછો પછેડી નીચે સંતાડી ઉતાવળે પગલે ગલીકૂંચીને રસ્તે ઝપાટાપૂર ઘેર પહોંચી ગયો, અને બારણું ઉઘાડી મેડી પર ચડ્યો. એણે મ્લાન વદને બેઠા બેઠા રાહ જોતી સ્ત્રી પાસે ગુસ્સામાં મયૂર પછાડી કહ્યું: “ જો રાંડ ! આ પેલાનો મરી ગયેલો છોકરો.”

બાઈની આંખો આશ્ચર્યમાં ફાટી રહી. એ પાછી હટી ગઈ.

પુરુષે મયૂર ઊપાડી ત્રીજે માળ નાટ સાથે બાંધી દીધો.

૪

આખાયે ગામમાં હાહાકાર વાગી ગયો. આટઆટલો સખ્ત બંદોબસ્ત છતાંય કાળામાથાનો માનવી મોર ચોરી ગયો. ચોકીદારોના શ્વાસ-પ્રાણ ઊડી ગયા. રઘવાયા રઘવાયા તેઓ અહીં તહીં દોડાદોડ કરી રહ્યા હતા. મહારાજાએ ઊઠતાં જ મોર ચોરાયાના સમાચાર જાણ્યા. મુદતની છેલ્લી મધરાતે મોર ચોરાઈ જતાં ખુશામતીઆઓનાં મોઢાં અગ્નિ સોંસરવા કાઢેલ શરીર જેવા કાળાશ મારી ગયાં. ગુસ્સે થયેલ ભૂપાલે ચોકીદારોને હાથીને પગે કરવાનો તરંગી હુકમ મનસૂબા પ્રમાણે જાહેર કર્યો.

કંગાળ ચોકીદારો કળકળતી આંતરડીએ ઘૂંટણીએ પડયા, અને આંખમાંથી વહેતા ચોધાર આંસુડે જમીન ભીંજવી નાખી. પડખે બેઠેલા, અંતરના ઉલ્લાસમાં નવપલ્લવ થયેલી રોમરાયવાળા દીવાને મહારાજા તરફ જોયું, હાથ જોડયા અને કહ્યું: "બાપુ! એનેય ચોર શોધી લાવવાની તક આપો તો?"

ચોરોના દીલમાં જીવનઆશાના અંકુર ફૂટયા. એમણે દીવાનને અંતરની હજારો આશીષો પહોંચાડી. મહારાજા તો રમકડું હતા, આમે લળે ને તેમે લળે. તેમણે ચોર શોધી લાવવાની અઠવાડિયાની મુદત આપી

ચોકીદારોમાં ચાર પાંચ ખેલાડી નર હતા. તેમણે પોતાનો ધંધો શરૂ કર્યો. ગામને પાદર પડેલ નટવાની ટોળીને પકડી આણી. ગામના મધ્ય ચોકમાં આભ સાથે હરિફાઈમાં ઊતરે એવા ગગનચુંબી વાંસને ઊંચો ઊભો કર્યો, અને જેમ ખીસકોલી ઊંચું પૂંછડું લઈ ભય વખતે સડેડાટ ઝાડના થડ ઉપર દોડી જાય એમ નટવો કચ્છ મારી વાંસ સાથે પગ ભરાવતો વાંદરા મિસાલે તલપતો ને ચોંટતો સડેડાટ ટોચે પહોંચી ગયો.

એણે પોતાની ભેટમાં ખોસેલી પોલી ભૂંગળીમાં વાંસનો છેડો ખોસ્યો ને જાણે રૂના ગાદલામાં સૂતો હોય એમ નિશ્ચિંત જીવે લાંબો

થઈને સૂતો. કુંભારના ચાકને ગોળ ફેરવે એમ નીચેના માણસે વાંસને ફેરવ્યો અને ફેરફૂદડી પેઠે ઘમરઘમર ગોળ ફરતો નટવો સહુના મુખેથી અરેરાટી કઢાવતો: "અરર હમણાં પડશે!" સહુના જીવ તાળવે ચોંટી ગયા. અનિમિષ નયને સહુ ઊંચું તાકી રહ્યા.

એ આખા ટોળામાં ફક્ત એક જ માણસ ઊંચું જોયા કરતો, ફડકી ઊઠતો ને નીચું જોઈ જતો. એના કાળજામાં ઊંચાઈનું માપ ધ્રૂજારી વછુટાવતું. પાસે ઊભેલા ચોકીદારે એનું કાંડું પકડયું. પેલો ઝબકી ઊઠયો: "શું છે ભાઈ?"

ચોકીદાર એને બાજુએ લઈ ગયો ને કહ્યુ: "કાંઈ નથી, પણ પેલો મોર......"

બાજુમાં જ વેશબદલો કરી ઊભેલ રાજાએ બન્નેને ઘુસપુસ કાન ફૂંફોસણી કરતા જોયા. એમણે કાન સરવા કર્યાં ને સાંભળ્યું: "લાવી દઉં?"

રાજા ખસ્યો, એણે શેઠને પાસે બોલાવ્યો ને પૂછ્યું: "ક્યાં છે?" રાજા ઓળખાઈ ગયો.

શેઠ ભયથી ખમચ્યો. "બી નહીં. મયૂર તારો," કહી રાજાએ એને આશ્વાસન આપ્યું, ને ત્રણેય ગયા મસાણ તરફ.

ખોદીને જુએ તો ખાડો ખાલી. શેઠથી ચીસ પડાઈ ગઈ: "બાપુ! મોરમાં ચોર પડયા."

ત્રણેયને ધ્રાસકો પડયો: "ચોર માથાનો લાગે છે."

"બાપુ! ચોકીદારોની ફરજ ઊતરી. મને અડવાડિયું આપો. પણ બધી ગંધિયાણાની દુકાનો બંધ રહે, ને મારી દુકાન સિવાય કોઈથી દવા વેચાય નહિ."

ગામમાં ડાંડો પીટાઈ. ઢંઢેરો સાંભળી ગામ આખામાં કોલાહલ થયો. ગાંધી બધા ચપોચપ દુકાનો બંધ કરી, ખભે કુંચીઓના ઝૂંડા લટકાવી, બગલમાં ચોપડાનાં પોટલાં લઈ ઘર તરફ ઊપડયા.

બીજે જ દિવસે એક ડોશી લેપ લેવા આવી. તેને લેપ આપીને

શેઠ તરત જ ઊઠયા, ખભે ખેસ નાખ્યો. અને ડોશીની પાછળ પાછળ ગયા. ઘર જોયું ને તરત જ રાજદરબારે પહોંચ્યા: "બાપુ! ચોર જડયો." દીવાનની આંખો ચમકી. પોતાનો જમાઈ આવાં વિકટ કાર્યોમાં ઝંપલાવે, જીવસટોસટનાં સાહસ ખેડે અને વિજય પામી પાર ઊતરે એથી બીજા હર્ષની વાત એમને શી હોય? બધાય ઉપડયા, ને શોધી કાઢેલ ચોરના મકાનમાં પેઠા. હીંડોળા ખાટે હીચતો પુરુષ ઊઠયો. આગળ ચાલતા શેઠને પારખ્યો, અને દોડીને પાછળ ઊભેલા રાજા અને દીવાનના પગમાં પડયો: "બાપુ! આપે......તસ્દી.........?" દીવાન તરફ એ ફર્યો ને કહ્યું: "મને કહેવરાવ્યું હોત તો હું મયૂર આપી ન જાત? મારે શું કરવો હતો?"

"ત્યારે ચોરી કેમ લાવેલા?"

"અરે, આ બૈરાને પહોંચાણું નહિ. એની હઠને લીધે જ મારે આ કામ કરવું પડયું. બાકી તો આવા કામ તો છોકરાંય કરે." રાજાનો શ્વાસ થંભી ગયો. આ ચોર તે કઈ જાતનો!

દીવાન તરફ રાજા ફર્યો ને પૂછ્યું: "દીવાનજી, આમણે ચોર શોધ્યો કઈ રીતે?"

ચોકીદાર આગળ આવ્યો. ગૌરવભર્યું એનું મોઢું ખીલી ઊઠયું, એ બોલ્યો: "બાપુ! ચોર મયૂર લેવા ઊંચે ચઢેલ હોય એટલે એને ઊંચાઈએ ચઢતાં પડતા ધ્રાસકાનો ખ્યાલ હોય, અને તેથી એને કમકમાં આવે. આ શેઠની આંખમાં ઊંચાઈના માપની બીતી હતી; એથી મેં એમને પારખ્યા.

"ને બાપુ! મેં મસાણમાં મારેલ ભાલાનો ઘા તો એવો ઝેરી હતો કે એનો મલમ પાકા ચોર સિવાય કોઈ જાણે નહિ. એ મલમ લેવા આ ડોશી આવેલી ને મેં એનો પીછો પકડી ઘર શોધી કાઢયું."

ને પેલાએ આગળ આવી છાતી ઉપરનું વ્રણ બતાવ્યું. સહુ એક બીજા સામે જોઈ રહ્યા. રાજાના કાનમાં દીવાનના શબ્દોના ભણકારા વાગવા લાગ્યા: "ચોરને પકડવા કે પારખવા સહેલા નથી."

**હોળી** ગયાને માંડ પંદર દિવસ વીત્યા હશે. ચૈત્રનો તાપ શરૂ થયો હતો. ચોમેરથી બાળી નાખે એવી અગ્નિની ઝાળ જેવી પવનની લૂ વાતી હતી, અને કાનસોરી લાલચોળ બની દાઝી જતી હોય એમ શેકાઈ જતી. પશુપંખીઓ અસહ્ય ગરમીને લીધે ઝાડની ઘટામાં લપાતાં છૂપાતાં બેસી ગયાં હતાં. વગડો સાવ નિર્જન હોવાથી ત્રાસનું વાતાવરણ જમાવતો નીરવ બની ગયો હતો. તેવે વખતે બે યુવાનો ઘોડા ઉપર બેસી પૂરપાટ ધસ્યે આવતા હતા. બન્નેનો ગૌર વર્ણ અને ફૂટતી મોસરી, તેમના યૌવનને સ્પષ્ટ કરતાં. ગરમીએ એમના રૂપમાં લાલાશ આણી હતી, મૂછનાં કાંટા ઉપર પ્રસ્વેદના બિંદુઓ જામ્યાં હતાં. એમના યૌવનનો થનગનાટ તૃષાના ત્રાસને લીધે અદૃશ્ય બન્યો હતો. બન્ને તૃષાતુર હોવાથી એમની આંખો બિહામણી દેખાતી.

ગામના પાદરમાં તળાવ હતું. ઊંચી ગઢ જેવી પાળ, દૂર દૂરથી એ માણસોને તૃષા છીપાવવા સાદ કરતી હોય એમ ચાડિયા જેવી અહોનિશ તપ કર્યા કરતી. સોસાઈ જતા કંઠે બન્ને યુવાનો ઝપટભેર તળાવ તરફ ધસ્યા, ને પાળ ઉપર ચઢયા. એમના મોઢા ઉપર આવેલું ક્ષણિક તેજ અદૃશ્ય બની નષ્ટ થઈ ગયું. ભયંકર ઝંઝાવાતે ચઢેલા

ઘૂઘવતા દરિયામાં પહાડ જેવાં મોજાં ઉપર જીવન મરણુ વચ્ચે ઝોલાં ખાનારને દૂર દૂરથી આવતી હોડી હાથવેંતમાં આવી ડૂબી જતી દેખાય કે અમોઘ દુઃખ સહન કરી, રાત દિવસના ઉજાગરા વેઠી આશાએ જીવનારને નિષ્ફળતા મળે, યા હાથમાં આવેલું રત્ન ખોવાઈ જાય–ત્યારે જે સ્થિતિ થાય, એવી આ બન્ને યુવાનોના ચહેરા ઉપર ગમગીની પથરાઈ ગઈ. નાનો હિંમત હારી ગયો. એ નિરાશ બની, અંધારાં આવવાથી, તળાવની પાળે ઊગેલા કેરડાની તલકચાંદરડાં જેવી નામની છાંયડીમાં નિસાસો નાખીને લાંબો થયો. એની આંખે લાલપીળાં ચકરડાં દેખાવા લાગ્યાં. પાસે ઊગેલો જવાસો તેમની મશ્કરી કરતો હોય એમ ધીમે ધીમે પવનમાં લહેરાતો હતો. ચોતરફનાં વૃક્ષો પાન ખરી જતાં સૂકાઈને ઠૂંઠા જેવા બની ગયાં હતાં, ત્યારે પારકું દુઃખ જોઈ કોળાતો જવાસો લીલોછમ બની આખા તળાવ ઉપર પોતાનું નિષ્કંટક સામ્રાજ્ય ભોગવતો. એ છેતરામણા જવાસાને લીલો જોઈ તળાવમાં પાણી હશે એમ ધારી આવેલા યુવાનોએ પાણી વિનાના ભયંકર લાગતા સરોવરની પાળે ઊભા રહી આખા દષ્ટિપટ ઉપર નજર ફેરવી, પણ ક્યાંય પંખીનેય ઊડતું દીઠું નહિ. થોડે જ દૂર ગામડું હતું. પાણીનું ખૂબ દુઃખ હશે એમ તો એનેય કલ્પના આવી ગઈ. પણ 'જીવ બચાવવા અનેક કાળાધોળાં કરવાં પડે,' એમ વણિક બુદ્ધિ વાપરી, દૂર દૂરનું સગપણ યાદ કરી, જૂનો નાતો તાજો કરવા ઘર પૂછતા બન્ને ગામમાં ગયા.

ચોરે બેઠેલા એક વૃદ્ધ માણસે હુક્કાની નળી મોઢામાંથી બહાર કાઢી, ધુમાડાના ગોટ કાઢતાં આંગળી ચીંધીને દૂર ભાંગલી ખડકી બતાવી. ડોસો ચાલ્યા જતા યુવાનોની પાછળ જોઈ રહ્યો.

યુવાનોએ ખડકીની સાંકળ ખખડાવી, ને આંગણામાં લિંબડાના ઝાડ તળે માંચી ઉપર બેઠાં બેઠાં રેંટીઓ કાંતતાં ડોસીમાને તીરાડેથી જોઈ સાદ કર્યો: "કાં દેવકોઈ ઘેર છો કે!"

કોણ......ઈ......" કહેતાં ડોસીએ રેંટીઓ બંધ કર્યો, અને

પૂણીને ત્રાક સાથે ચોડી ખડકી ઊઘાડવા આવ્યાં. વૃદ્ધાવસ્થાથી એમનાં બધાં અંગો વાંકાં વળી ગયાં હતાં. હાથ, પગ અને મ્હોંની ચામડી, યુવાનીનું લોહી ઓસરતાં વૃદ્ધાવસ્થામાં તમરી બની ગઈ હતી, ને આંખે પૂરું દેખાતું ય નહિ હોવાથી આંખ ઉપર હાથ મૂકી ડોસીએ નજર લંબાવીને પૂછ્યું; "કોણ...છો...ભા...?"

"એ ફઈ, ઈ તો હું ધનજી."

ડોસીએ કાંઈ યાદ આવતું હોય એમ પૂછ્યું: "કોણ? દેવજી ભાઈનો ધનો?"

"હા. ફઈ બા," કહી ધનો ઓશરીની કોરે બેઠો.

"મોટો થઈ ગયો! મેં તો તને જોયો હતો ત્યારે તો તું નાગો નાગો શેરીમાં રખડતો. ઓળખાતોયે નથી. પણ તું કયાંથી આવી ચડયો?" ડોસી હર્ષઘેલાં બન્યાં. ડોસીના હૃદયમાં આનંદનો ઊભરો આવ્યો. મહામુસીબતે ઊઠી બેસી શકે, લાકડીને ટેકે માંડ ચાલી શકે એવી સ્થિતિ હોવા છતાંય ડોશી હર્ષના ઉમળકાથી એકદમ ઊઠયાં ને ધના પાસે જઈ ઓવારણાં લીધાં, અને ફળીમાં ઊભેલા હકા સામે જોઈ પૂછ્યું: "ધના, આ કોણ છે?"

"ફોઈ, એ તો હું. કુબેર શેઠનો હકો."

"ઓ હો હો. ભાઈ તું કયાંથી?" કહેતાં ડોસીએ હકાનાં પણ ઓવારણાં લીધાં. ત્યાં વહુએ ઓરડામાંથી થંડા પાણીના લોટા લાવીને મૂકયા.

પાણી પાઈ બન્નેના કુટુંબના કુશળ સમાચાર ફઈબાએ પૂછ્યા, ને પછી વિસામો ખાઈ ગામની નવાજૂની ઊખેળી. જૂના જમાનાનાં ડોસી નવા જમાનાના માણસો સાથે વાતે વળગ્યાં, ને ત્રણ ત્રણ પેઢીની ઓળખાણ કાઢી નામ પૂછી સહુનાં ઘરની વાતો પૂછવા માંડી ને બન્નેને અકળાવી નાખ્યા. પરશેવે રેબઝેબ બનેલા બન્નેને ટંડક વળી, ડોસી તો આનંદમાં રમણે ચડયાં. પિયરીયાં મળ્યાં પછી સ્ત્રીઓને બીજું કયું સગું વધારે વહાલું લાગે? પિયરની કૂતરીએ કયાંથી?

બન્નેએ ઊઠી થોડાં સાબદા કરવા માંડયા. પણ ડોસીએ આગ્રહ કરી રોકયા. ખૂબ ખેંચતાણ કરી, સમસગરા દઈ રાતવાસો રહેવા કબૂલ કરાવ્યું ને વાની મારી કોયલ આવી ચઢી છે; તમે ક્યાં રોજ રોજ આવવા બેઠા છો, કહી વહુઓ પાસે ડોસીએ કંસારનાં આંધણ મુકાવ્યાં.

ડોસીએ રેંટીઓ ચાલુ કર્યો. અને સામો ખાટલો નાખીને બન્ને બેઠા. ડોસીએ ઊંડી ગયેલી આંખો લંબાવીને પૂછ્યું: "દીકરા! શા મશે?"

"ઘીની ખરીદે જવું છે," ધને કહ્યું.

"હું ચામડા લેવા નીકળ્યો છું," હકે કહ્યું.

ડોસી કાંઈ બોલ્યાં નહિ. પણ બન્નેની આંખોમાંથી કાંઈક વાંચતાં હોય, એમની આંખો ડોસી સાથે વાતો કરતી હોય, એમ ડોસી એ ઘડી તાકી રહ્યાં, ને પછી હસતાં હસતાં બીજી વાતે વળ્યાં.

સાંજ થતાં ડોસીના દીકરાઓ આવ્યા, પાટલા નંખાયા ને સહુ જમવા બેઠા. ધનાને સહુની સાથે પંગતમાં કાંસાની થાળીમાં જમવા બેસાર્યો અને હકા માટે ઓસરીની કોરે થાંભલી પાસે પાટલો નંખાવી પિત્તળની થાળીમાં પીરસાવી ડોસી હકા પાસે સામા ચાકળો નાખીને બેઠાં.

પંક્તિભેદ જોઈ ધનો અને હકો એક બીજા સામસામે જોઈ રહ્યા. એક જ જ્ઞાતિના હોવા છતાં અને અંદરો અંદર બન્ને સગાવહાલા હોવા છતાંય આમ પંક્તિભેદ ડોસીએ શા માટે પાડયો હશે? હમણાં જ પાણી તો એક જ કળશ્યે પાયું હતું! ઘડીમાં ડોસીની બુદ્ધિ કેમ ફરી ગઈ? બન્નેનાં મનમાં એક જ વિચાર ચાલતો હતો. પણ હકાના હૃદયમાં થતી વ્યથાએ એનું કાળજું ચીરી નાંખ્યું. એનું હૃદય વલો-વાઈ ગયું. પણ સમયસૂચક હોવાથી અપમાન ગળી જઈ, કાંઈ એ દુઃખ બતાવ્યા વગર હકો ઉપરથી હસતો રહી કાંઈ બોલ્યા સિવાય જમી ઊઠયો. બેમાંથી કોઈએ એક શબ્દ ઉચ્ચાર્યો નહિ, ને થાકયા પાકયા પવનની લહેરમાં ફળીમાં ખાટલા નંખાવી સૂઈ રહ્યા.

વહેલા પરોઢમાં તો બન્નેયે ઘોડે પલાણ માંડયાં, ને પોતાને રસ્તે પડયા.

૨

પોતપોતાનું કામ પતાવી માલનાં ગાડાં ભરી બન્ને પાછા વળ્યા. રાતવાસો પેલા ફઈબાને ગામ જ થાય એમ હતું. ગામડું દેખાતાં જ ધનાને પેલી રાત યાદ આવી, ને એના ચહેરા ઉપર હાસ્ય સ્ફુર્યું. હકાની મશ્કરી કરવાનું એના હૃદયમાં ઊંડું ઊંડું મન થયું. ને એણે રાતવાસો ફઈબાને ઘેર જ રહીશું એમ ગાડાવાળા સાથે વાતો કરી નક્કી કરવા માંડયું.

પણ હકાના હૃદયમાં ધખારો ઊઠયો. કાજળી ગયેલા અંગારા ઉપરથી ફૂંકી નાખતા રાખ ઊડી જાય ને લાલચોળ જેવો અંગારો દેખાય એમ ભૂલાઈ ગયેલી વાત યાદ આપતાં વિસારે પડેલું દુઃખ તાજું થયું હકાની આંખમાં ખુન્નસ ભરાયું, ને એણે મુકામ નહિ કરતાં આગળ કૂચ કરવાનો આગ્રહ કરવા માંડયો. પણ ગાડાવાળાના બળદો થાકી જઈ ડૂલવાની તૈયારીમાં હતા. વળી દિવસ પણ બહુ નહોતો; સૂર્યનારાયણને ડૂબવાની તૈયારી હતી. ભાણ બૂડયે, કુંઝુ વેળા પછી આગળ વધવું ભયભરેલું હતું. એટલે મને કમને હકે મૂંગે મોઢે સહુનો નિર્ણય સ્વીકાર્યો, ને ફઈબાના ગામને પાદર ગાડાં પહોંચ્યાં ત્યારે હકે પાદરમાં જ પડયા રહેવાનું ધનાને કહ્યું. ધનાની ઇચ્છા ફઈબાને ઘેર જવાની હતી, પણ હકાના ચહેરા ઉપર નૂર ન હતું. અપમાન એને અસહ્ય થઈ પડ્યું હતું.

એવામાં ડોસીનો દીકરો ત્યાં થઈને નીકળ્યો. એણે મહેમાનને ઓળખ્યા અને આગ્રહ કરી, બાવડું ઝાલી ઘરે લઈ ગયો. હકો શરમાતો શરમાતો ખડકીમાં દાખલ થયો, પણ ડોસીએ તો એટલા જ ભાવ અને ઉમળકાથી બન્નેનાં ઓવારણાં લઈ કુશળ સમાચાર પૂછ્યા; એમાં પંક્તિભેદ ન હતો.

બેઠા પછી ડોસીમાએ પૂછ્યું: "માલ લઈ આવ્યા ભા?"

"હા, ફઇબા," કહી બન્ને ચૂપ રહ્યા.

"કેરીક સોંઘવારી હતી?" કહી ડોસીએ નજર લંબાવી બન્નેનાં ચહેરા સામે જોયું, પણ સંધ્યાના આછા અજવાળામાં બરાબર સૂઝયું નહિ, કે સમજાયું નહિ. ડોસી જરા ગૂંચવાયાં, અને છેવટે થોડી આડી-અવળી વાતો કરી એમના હૃદયમાં થતા વિચારોને બીજે રસ્તે વાળ્યા અને વાતચીતમાં એમનું હૃદય વાંચવાનો પ્રયત્ન કર્યો. એટલામાં પાટલા નંખાયા, અને થાળીઓના રણકારે જમવા ઊઠવાનો વખત સૂચવ્યો, એટલે સહુ ઊઠયા. ડોસીમાએ દીવો ઊંચો લઈ, ઝીણી આંખો કરીને ફરી બન્ને ભાઈઓ તરફ જોયું ને હાસ્ય કર્યું.

સહુ જમવા ઊઠયા. ડોસીએ હકમશીને બાવડું ઝાલી થાંભલી પાસેથી ખેંચ્યો અને પંગતમાં પાટલા ઉપર બેસાર્યો. પાછળથી આવતો ધનો આગળ વધે તે પહેલાં ડોસીમાએ ધનાને કહ્યું: "ધના ભાઈ, અહીં મારી પાસે બેસ. આપણે બેય થોડી વાતો કરી લઈએ.' કહી ડોસીએ ધનાને ઓસરીની કોરે બેસાર્યો, ને પોતે પડખેની થાંભલીનો ટેકો લઈને બેઠાં.

ધનો પિત્તળની થાળી જોઈ તપી ગયો. હકમશી ગયે વખતે અપમાન ગળી ગયો હતો, પણ ઉછાંછળા દેખાતા ધનાથી જીરવાયું નહિ; એ ક્રોધથી ધ્રૂજી ઊઠયો. એની આંખો પંગતમાં બેઠેલા હકા તરફ ચકળવકળ ફરવા લાગી. ધૂંવાફૂંવા થયેલા ધનાને ડોસીએ કહ્યું: "ધના, હમણાં તું જમી લે, પછી આપણે નિરાંતે વાતો કરશું." કહી ડોસી ઊઠી ગયાં, ને ફળીમાં પાથરેલા ખાટલે જઈ જરા આડે પડખે થયાં.

સહુ જમી ઊઠયા, અને ડોસીના ખાટલાની આસપાસ વીંટળાઈને બેઠા. ડોસીના દીકરાએ સહુને સોપારી કાતરીને આપી. ત્યાં તો ડોસી ખાટલામાં બેઠા થયાં, અને અમી ઢાલવતી આંખો ધના ઉપર ઠારીને કહ્યું: "ધના, બેટા! તને જેવું દુ:ખ થાય છે એવું હકાને ગયે વખતે નહિ થયું હોય? એમાં આટલું બધું ખોટું લગાડાય? જો, સાંભળ. તું

ને હકો અહીં આવ્યા ને પાણી પીધું ત્યાં સુધી તમે બન્ને વાણિયા હતા. જમવા ઊઠતા પહેલાં તમે બન્ને વિચારે ચઢયા હતા. તું ઘી લેવા જતો એટલે તને વિચારો આવતા કે, 'સુકાળ હોય અને ઢોર ખૂબ દૂધ કરતા હોય, તો ઘી સોંઘું હોય. એવું પ્રભુ રાખે તો?' માટે તારી ભાવના તે વખતે દયામય હતી. ને હકો જતો હતો ચામડાં લેવા. એ મનમાં વિચારતો હતો કે, 'ખૂબ ઢોર મરતાં હોય, દુકાળ હાહાકાર વગાડતો હોય, રોગચાળો ફાટી નીકળ્યો હોય તો ચામડાંનાં ઢગલે ઢગલા હોય, ને ભાવ પણ સોંઘો હોય પ્રભુની એવી લીલા હોય તો?' એની ભાવના દુષ્ટ હતી; માટે મેં તને પગંતમાં બેસાર્યો ને હકાને દૂર બેસાડયો. સદ્‌વિચારોને લીધે તું ઉચ્ચ હતો અને હકો તેના કુવિચારે નીચ જ્ઞાતિનો હતો."

બન્નુ તાકી રહ્યા. ડોસીએ પાણીનો લોટો લઈ પાણી પીધું ને તરશથી સુકાઈ જતું ગળું કૂણું પડયું એટલે આગળ બોલવા માંડયું: "વળતા આવ્યા ત્યારે, ધના! તેં ઘી ખરીદ્યું હતું એટલે ઢોર મરે તો ઘી મોંઘું થાય એવી તારી ભાવના હતી અને હકાને મન ઢોર જીવે તો ચામડાં મોંઘાં થાય એવા વિચારો હતા. એ વખતે એને મેં પંગતમાં બેસાડયો ને તને મેં દૂર બેસાડયો, સમજ્યો?"

સહુ જોઈ રહ્યું. ડોસીની આ પ્રજ્ઞાચક્ષુ જોઈ બન્ને યુવાનો મોંમાં આંગળી ઘાલી ગયા, ને ઊભા થઈ ફઈબાના પગમાં પડયા.

ડોસી બોલ્યાં: "છોકરાઓ, જેવી ભાવના એવું આપણું મન અને એવી આપણી ગતિ ગણાય. ઉચ્ચ જ્ઞાતિમાં જન્મ લેવાથી કાંઈ ઊંચા ઓછા જ ગણાવાય? જ્ઞાતિઓ તો સારાં લક્ષણો અને ઉચ્ચ ભાવનાથી ગણાય અને મૂળ બંધાઈ છે પણ એ જ રીતે. બેટા, આ વાત કદી ન ભૂલશો."

બન્ને જોઈ રહ્યા ને સવારે પોતાના ગામ તરફ વિદાય થયા; પણ ફઈબાની વાત કદી ભૂલ્યા નહિ.

## ૫ ... ... ... ... ... ઋણાનુબંધ

**શિયાળાની** કડકડતી ઠંડી આખા અંગને હચમચાવી નાખતી અને તે સાથેનો ઠંડો પવન કાળજા સોંસરવો નીકળી જતો હતો. તેવે વખતે પ્રભાતમાં જોશીએ ન્હાઈધોઈ પૂજાપાઠ કરી પોતાની ધાબળી બદલાવી કે તરત જ એમનાં પત્ની હાથમાં જોડા લઈ આવી પહોંચ્યાં. ગુલામ પોતાના શેઠને જોતાં જેમ નીચો નમી પડે અથવા તો વધસ્થાને લઈ જવાને તૈયાર કરેલો કેદી માફી માગવા પગે પડે એમ જોશી તેમની પત્નીના પગમાં લોટપોટ થઈને પડયા; અને જૂના ખાસડાની સાત પ્રસાદી ધડધડ જોશીના માથામાં મારીને ગોરાણી ઘરમાં ગૃહકાર્ય કરવા ચાલ્યાં ગયાં. વિદ્વાનોમાં શ્રેષ્ઠ એવો એ જોશી પોતાની હંમેશની ઘટમાળ પૂરી કરી ગામમાં જવા માટે તૈયાર થયો, એવામાં રાજ–અનુચરે આવી બારણું ખખડાવ્યું.

"જોશીજી, ઘેર છો કે?"

"કોણ.........એ........." કહી જોશીએ બારણું ઉઘાડયું.

"એ તો હું," કહેતો રાજસિપાઈ બારણામાં પેઠો. એનો સ્વાંગ જોઈ જોશી હેબતાઈ ગયા; એના અંગેઅંગમાં ધ્રૂજારી છૂટી અને હાંફળાફાંફળા દોડી ઘરમાંથી ખાટલો લાવી સિપાઈને ઉપર બેસાડયો;

ગૃહસ્થાશ્રમના નિયમ મુજબ પાણીનો લોટો પાસે મૂકી એને ધીરજથી પૂછ્યું: "શો હુકમ છે?"

"મહારાજાએ આપને યાદ કર્યા છે."

"મને!" આશ્ચર્યમાં ડૂબી જતા જોશીએ ફાટી આંખે આવનાર તરફ તાકીને જોયું.

"હા, આપને."

"કેમ? શું કાંઈ મારો વાં......" જોશીનો સાદ ફાટી ગયો.

"ના રે, જોશીજી! આપ તો વિદ્વાનોમાં પણ પૂજ્ય છો. આપની ખ્યાતિથી કોણ અજાણ્યું છે? ત્રણે લોકમાં આપની બરોબરી કરી શકે એવો જોશી છે કોણ?" એણે જોશીની પ્રશંસા મુક્તકંઠે અને ફાટતે મોઢે કરી.

જોશી બહુ જ વિદ્વાન હતા. એમના જમાનામાં એમની બરાબરી કરી શકે એવો જોશી વિદ્યમાન ન હતો. સમાજમાં એમની ખ્યાતિ પુષ્કળ હતી. પણ હજુ એ ઊગતા જોશીનો રાજદરબારમાં આવરોજાવરો ન હતો. શરમ અને બીકનો પડદો ઊંચકાયા પહેલાં દરેકના હૃદયમાં ભીતિનો વાસ હોય છે, એમ જોશીને પણ રાજદરબારનાં સ્વાગત સાંભળતાં અંતઃકરણમાં ખળભળાટ મચી રહ્યો. એ સ્થિર ચિત્તે સાંભળી રહ્યા. ન તો એ હસી શકયા કે ન તો હર્ષનું એકે અશ્રુબિંદુ એમની આંખમાંથી ખરી પડયું. જાણે કોઈ પાષાણમૂર્તિ ઊભી કરી હોય એમ એ એની સામે ફાટી આંખે જોઈ જ રહ્યા.

"ચાલો તૈયાર થાવ છો ને?"

"ક્યાં?"

"રાજદરબારમાં, જુઓ આ પાલખી આપને માટે છે," પાલખી બતાવતાં અનુચરે કહ્યું.

જોશી સ્તબ્ધ બની ગયા. આટલું બધું માન! અધિકાર વિના અધિકું માન અપમાનની ગરજ સારે, એ વિચાર એને આવ્યો; પણ તરત જ ચાલ્યો ગયો. એને પોતાની વિદ્વત્તાને જોરે એ વિચાર વિસરાઈ ગયો અને પોતાનું ઉજ્જ્વલ ભવિષ્ય નજરે તરવતું એણે જોયું. લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મોં ધોવા જવાનું એણે યોગ્ય ધાર્યું નહિ. તરત જ કપડાં પહેરી એ તૈયાર થઈ ગયા. કપાળે ત્રિપુંડ, માથે લાલ ચકરી પાઘડી, લાંબી ચાળનું અંગરખું, કોટમાં રુદ્રાક્ષની માળા અને લાંબું સેલુ પાસે રાખી જોશીજી બણીઠણીને ઘરમાંથી પાલખીમાં બેસવા બહાર નીકળ્યા.

ત્યાં તો ગોરાણી ઘરમાંથી બહાર આવ્યાં. જાણે સાક્ષાત્ ચંડિકા! એવા જ ઉગ્ર સ્વરૂપે અને પોતાના કર્કશ સ્વરે પૂછ્યું: "કેટલા દિવસ થશે?"

"રાજના મહેમાન થયા એટલે બે દિવસ તો થાય જ ને!" પેલા અનુચરે સ્વાભાવિક રીતે જવાબ આપ્યો.

"ત્યારે જરા ઊભા રહેજો," કરતી એ ઘરમાં દોડી ગઈ ને પેલો જોડો લઈ આવી જોશીના માથામાં બે દિવસના ચૌદ જૂતા એકી સાથે મારી લીધા. નરમ ઘેંસ જેવા બની ગયેલા જોશીએ ચૂં કે ચાં કર્યા વગર જૂતા સહન કર્યા. અનુચર ફાટી આંખે જોઈ રહ્યો. વિદ્વાન જોશી, જેની આખું જગત ખુલ્લા દિલે ખ્યાતિ ઉચ્ચારે, જેને વિદ્વાનો નમે, જેની પ્રશંસા દિગદિગંતમાં ગાજે, એવો આ વિદ્વદ્દશિરોમણિ જોશી જૂનાં ખાસડાં સ્ત્રીના હાથે ખાવાનું કેમ સહન કરતો હશે એ પ્રશ્ન એને ગૂંગળાવી નાખવા મંડયો. પણ જોષી તરત જ હસતે મુખે પાલખીમાં બેઠા અને ભોઈ લોકોએ ચાલવા માંડ્યું, તેથી તેને પણ વગર ઇચ્છાએ પાછળ પાછળ દોરાવું પડ્યું. ત્યાં તો પાછળ ઘરનું બારણું ઊઘડ્યું ને એ સાક્ષાત્ ચંડીકાદેવીએ બૂમ પાડી:

"એ ઊભા રહો......" ને પાલખી અટકી. જોશી નીચે ઊતરી બહાર ઊભા રહ્યા.

"કેમ શું છે?"

"બે દિવસ રહીને જરૂર આવતા રહેજો. નહિ તો મારે ત્યાં સુધી આવવું પડશે. મારી પ્રતિજ્ઞા પૂરી કર્યા વગર મારાથી ખવાય કેમ? મારી ટેક ન ચુકવાડશો, સાંભળ્યું ને? યાદ રહેશે ને? ભૂલતા નહિ, જો જો હો!" ગોરાણીએ ખૂબ જ ખરાવી ખરાવીને જોશીને ત્રીજે દિવસે ઘેર આવતાં રહેવાની સૂચના–આદેશ આપી દીધો.

જોશી સમસમી ઊઠયો; એને ભયની કંપારી આવી ગઈ. એનું લોહી હંમેશાં સોસાઈ જતું. વાઘની નજરે પાંજરામાં પૂરેલી બકરીને હંમેશાં સુંદર ખોરાક ખવડાવવા છતાંય એ સુકાઈને ખોખું થઈ જાય, એમ આ જોશીજી પોતાની આ ગૃહપત્નીની બીકમાં હજુ તો ઊગીને ઊભા થતા હતા એવામાં અકાળે વૃદ્ધત્વ પામ્યા હતા; એની આંખમાંથી તેજ ઊડી જતું હતું અને આંખો વધુ ને વધુ ઊંડી ઊતરતી જતી હતી.

કાંઈ પણ બોલ્યા વગર મ્લાન વદને એ ગુપચુપ પાલખીમાં ચઢી બેઠા, ને સહુ આગળ ચાલ્યા. રસ્તા વચ્ચે અને પરાયા માણસો-ની હાજરીમાં થયેલું અપમાન ભાલાની અણીની પેઠે એના હૃદયમાં ભોંકાઈ રહ્યું હતું, પણ એ નિરુપાય હતા. જોશી માનતા કે પોતાને મારેલાં ખાસડાંની અનુચરને ખબર નથી અને તેથી તેમને કાંઈક સંતોષ હતો, એવામાં રસ્તા ઉપર થયેલા આ અપમાને તો હદ વાળી. જોશીને આ પ્રસંગથી મરવા જેવું લાગ્યું.

રાજદરબારે જઈ પાલખી ઊભી રહી અને જોશીને સન્માન સહિત અંદર તેડી જવામાં આવ્યા. જોશીની ખ્યાતિથી આકર્ષાયેલા રાજાએ પણ જોશીને ખૂબ જ આદરમાન આપ્યું અને 'પધારો,

પધારો, જોશીજી!' કહી બે હાથ જોડી ચિંતાતુર બેઠેલા રાજાએ સત્કાર્યા.

આશીર્વાદ આપી જોશી બાજઠ ઉપર બેઠા અને તરત જ બીજા રાજજોશીઓને પણ બોલાવવામાં આવ્યા. વિચારવમળમાં ગૂંચવાયેલો પેલો અનુસર આ રંગભૂમિ ઉપર ભજવાયેલું નાટક જોઈ દિંગ્ બની ગયો હતો. તે બહાર જઈને બેઠો.

૨

યુવાનીથી ખીલતું ફૂલ કોઈ અકસ્માતથી કરમાવા માંડે, એમ એ રાજવી માથાના દુ:ખાવાથી સુકાવા માંડયા હતા. એમના દેહ ઉપર યુવાનીની ભભક હતી, શરીર સુડોળ હતું, પણ ચહેરા ઉપર ખિન્નતા અને માથાના દુ:ખાવાને લીધે આંખમાં કાંઈક કર્કશતા હતી. લમણા ઉપર હાથ દઈને એ આખો દિવસ ઢોલિયા ઉપર પડયા રહેતા હતા. એ ન તો રાજ્યમાં ધ્યાન આપી શકતા કે ન તો આનંદ ભોગવિલાસ ભોગવી કે માણી શકતા. આ સ્થિતિ એમને અરુચિકર થઈ પડી હતી. ઘણા વૈદ્યો, જોષીઓ, ભુવાઓ, જંતરમંતર કરનારાઓ વગેરેએ પોતાનાં પરાક્રમો અજમાવી જોયાં હતાં, પણ સહુ નિષ્ફળ નીવડયા હતા; સહુએ હાથ ધોઈ નાખ્યા હતા. અને રાજાનું આ કોઈ અશકય અને અકળ દર્દ મટાડવામાં પોતાનું સામર્થ્ય નથી, એમ સહુએ કબૂલ કર્યું—કરવું પડયું. રાજા નિરાશ થઈ ગયા. મનુષ્યને માટે નિરાશા જેવું એકે ઝેર નથી. એને આ ઝેર રગે રગમાં વ્યાપી ગયું, એનું શરીર કરમાવા માંડયું; એ હાડપિંજર સ્વરૂપ બની ગયા. છેવટે રામશંકર જોષીની ખ્યાતિ યાદ આવી અને એ વિદ્વાન જોષીને બોલાવવા અનુચર મોકલી એમને તેડાવ્યા. આશારૂપી અમૃત મળવાથી એમનામાં કાંઈક સ્ફૂર્તિ આવી હતી.

રાજજોષીઓ અને રામશંકર જોષી વચ્ચે વાત ચર્ચાઈ અને જાણે એ વાતમાં કાંઈ જ વિચાર કરવા જેવું ન હોય એમ એમણે

આંગળીના વેઢા ઉપર ગણી, નજરે ભવિષ્ય નિહાળતાં હોય એમ, રાજા તરફ જોઈ કહ્યું:–

"મહારાજા!"

અને સહુનું ધ્યાન એ જોશી તરફ ખેંચાયું.

"......આપનું માથું તપી ઊઠે છે કે?"

"હાજી, એનું ઔષધ આપ બતાવશો?"

"માનશો?" બીતાં બીતાં જોશીએ ઉચ્ચાર્યું.

"જરૂર. સત્ય વાત આપ ઉચ્ચારો; જરાય સંકોચ ન રાખશો," રાજાએ હિંમત આપી.

"આપણા ગામની દક્ષિણ દિશાએ એક મહાદેવ છે."

"હા."

"ત્યા જવું પડશે."

"ત્યાં......?" ચોતરફથી મધમાખીઓને પેઠે ગણગણાટ સંભળાયો. સહુ જોઈ રહ્યું અને રાજાએ મહાદેવ જવાનો આદેશ ફરમાવ્યો.

તરત જ બધી તૈયારીઓ થઈ ગઈ અને સહુ ઉપડયા. આ જોશી રાજાનું દર્દ શી રીતે મટાડે છે એ જોવા સહુ ઇંતેજાર હતા. કેટલાક કુતૂહલ વૃત્તિથી દોરાયા હતા, જ્યારે કેટલાક રમૂજ ખાતર પણ કાંઈક ટીખળ કરવા સાથે આવ્યા હતા.

મહાદેવની દેરી પાસે જઈ સહુ બેઠા. જોશીએ ઈશાન ખૂણે જઈ રાજાને બોલાવ્યા:

"મહારાજા! આ ખૂણાના પાયામાં એક ખોપરી છે. કોની છે? ખબર છે?"

"ના," રાજાએ ડોકું ધૂણાવ્યું.

"આપની."

"મારી?" રાજા આશ્ચર્યમાં જોઈ રહ્યા. જેણે જેણે સાંભળ્યું તે નફટ હાસ્ય હસ્યા, અને છૂપો ગણગણાટ પ્રસર્યો: 'જોશીની મતિ ફરી ગઈ લાગે છે.'

"હા જી, આપની જ," જોશીએ મક્કમ જવાબ આપ્યો.

"મારા જીવતાં!" આશ્ચર્ય સાથે કાંઈક ક્રોધની જ્વાળા નીકળી.

"અરે, આગલા ભવની."

"હેં......"

"હા. ન ખાતરી થતી હોય તો ખોદાવી જુઓ."

રાજહઠ કદીયે મટી સાંભળી છે? માણસો મંડ્યા ખોદવા અને થોડું ખોદ્યું ત્યાં તો ખોપરી નીકળી. રાજા જોશીને નમી પડ્યા. "જોશીજી! માફ કરજો, આપનું હૃદય મારાથી દુભવાયું છે. મને ખબર નહોતી."

"કાંઈ નહિ, રાજા! ઉદાર ચિત્ત રાખવામાં ઓર મજા છે. પણ તમારું દર્દ હજુ આટલેથી નથી મટતું."

"ત્યારે?"

"આ ખોપરીને ખાંડીને ઝીણો ભૂકો કરાવો. એને દૂધમાં ભેળવીને એ મિશ્રણનો આપના દુઃખતા માથા ઉપર લેપ કરાવો. એ વિલેપનથી તરત જ તમારું માથું દુઃખતું મટી જશે, એટલું જ નહિ, પણ ભવિષ્યમાં કદીય માથું દુઃખવા આવશે જ નહિ."

અને તરત જ દરબારમાં સહુ પાછા વળ્યા. ખોપરીનો ભૂકો થોડા વખતમાં થઈ ગયો અને લેપ થતાં ચંદનથી પણ શીતળ લેપે માથાના દુઃખાવાને હરી લીધો અને પ્રફુલ્લિત મગજમાં આનંદની લહરીઓ આવવા લાગી.

રાજા ઊઠી જોશીના પગમાં પડ્યા, અને જોશીને બીજે દિવસે બક્ષિસ આપવાની પેરવીઓ શરૂ થઈ. રાજા જોશીનો ઓશીંગણ બની રહ્યો.

"બાપુ! એક શંકા છે," બે હાથ જોડી અનુચરે રાજાના પગમાં માથું ઝૂકાવ્યું.

"શું?"

"આ જોશી......" અને એ થંભી ગયો.

"ક્યાં શું છે?"

"મહારાજા! એ જોશી આટલા બધા વિદ્વાન છે, બીજાનું દુઃખ મટાડે છે, છતાંય પોતાનું દુઃખ કેમ મટાડતા નહિ હોય? શું વૈદને પોતાની માત્રાથી પોતાનો રોગ નહિ મટતો હોય?"

"એવું તે શું છે?" આશ્ચર્યમાં રાજા બોલ્યો.

અનુચરે રાજાને બધી વાત વિગતવાર માંડીને કહી. ત્યાં તો જોશી આવી પહોંચ્યા.

"મહારાજા! મને રજા......"

"કેમ જોશીજી! આટલી ઉતાવળે! એક બે દિવસમાં?"

"બાપુ–" એ બોલી ન શક્યા. એમની આંખમાં શરમ હતી અને અંતરમાં ભીતિ હતી. પોતાની સ્ત્રી અહીં આવીને ફજેતી કરે તે પહેલાં ઘેર પહોંચી જવા ઇચ્છતા જોશીએ નીચું જોઈ અંતરના ઊંડાણમાં થતું દુઃખ છૂપાવતાં ઘેર જવાની રજા આપવા માટે આજીજી કરવા માંડી.

"જોશીજી! હજુ તો તમને આવ્યાને બે દિવસ થયા, ને એટલી વારમાં આટલા ઉતાવળા કાં થાઓ છો? શું અહીં કાંઈ આપની સરભરામાં ખામી રહે છે?"

"ના રે, બાપુ......" પણ એ બોલે તે પહેલાં તો એની આંખમાંથી શ્રાવણ–ભાદરવો શરૂ થઈ ગયો. મોટા પુરુષોને પોતાનું અપમાન થાય એ કરતાં મૃત્યુ વધારે વહાલું હોય છે. જોશીજી પોતાની સ્ત્રીના

હાથથી અપમાન મેળવવા કે ફજેત થવા જરાય ઇચ્છતા નહોતા અને તેથી જ તેઓ આટલા વહેલા અહીંથી પોતાની કીર્તિને ઝાંખપ લાગે તે પહેલાં ઘેર પહોંચી જવાનો આગ્રહ કરતા હતા.

"અહા...હા......જોશીજી આટલું બધું શું દુઃખ છે?" રાજાએ ઊઠી જોશીના હાથ ઝાલ્યા.

"કાંઈ નહિ બાપુ..." ડચકાં ખાતાં જોશી બોલ્યા. હૃદયમાંથી ઉછળતો અશ્રુપ્રવાહ ઉભરાઈ ચાલ્યો હતો, તે ખાળ્યો ખાળી શકાતો નહોતો કે દાબ્યો દબાતો નહોતો.

"ફિકર ન કરો. જોશી! શા ભાર છે એના કે અહીં આવીને આપનું અપમાન કરે! તમે ખુશીથી અહીં રહો. તમને ફરી પરણાવી નવો સંસાર શરૂ કરાવશું, નવો ગૃહસ્થાશ્રમ માંડજો."

"ના, બાપુ! ના...ના...ના..." બે હાથ જોડી આજીજી કરતા જોશી બેસી ગયા.

"કેમ?" આશ્ચર્યમાં આંખો ફાડી જોઈ રહેતા રાજા બોલી ઊઠયા.

"એથી કાંઈ ઋણાનુબંધ મટી જશે?"

"શું?" આશ્ચર્યમાં રાજા જોઈ રહ્યા.

"ગયે જન્મ એ ઘોડી હતી, હું કાગડો હતો. એને ચાંદું પડયું હતું. હું દરરોજ એ ચાંદા ઉપર બેસી લોહી પીતો, અને સવાશેર લોહી મેં પીધું, એટલે એ મરીને આ બ્રાહ્મણી થઈ. હું પણ તેની જ તળે કચરાઈ જઈ મૂઓ અને બ્રાહ્મણ થયો. અમે બંને ઋણાનુબંધને લીધે પરણ્યાં. એ મારું સવાશેર લોહી પી રહેશે એટલે અમે એ દુઃખમાંથી છૂટશું, તે પહેલાં–તે ભોગવ્યા પહેલાં–કોઈ રીતે એ મટે એમ નથી. આપના સર્વ પ્રયાસો નિષ્ફળ જવાના." જોશીએ નિસાસો મૂકયો.

રાજા જોઈ રહ્યો. એ ક્ષત્રિય બચ્ચો ગાંજ્યો જાય એમ ન હતો. એણે જોશીને સુવાડ્યા, અને તલવારની અણી વતી જોશીનો સાથળ ચીર્યો. લોહીની ધાર થઈ, એટલે એક પાત્રમાં ચોખા લઈ એ લોહીમાં પલાળ્યા, અને સાથળને ટેભા લઈ લીધા. જોશી પડદે પડ્યા.

ચોખા લઈ અનુચર જોશીને ઘેર ગયો.

ધૂંવાફૂંવા બનેલી એ રણચંડી જોશીને ન જોતાં એકલા અનુચરને જોઈ ત્રાડી ઊઠી : "જોશી ક્યાં ગયા ?" ચંડિકાનું સ્વરૂપ અને ઉગ્ર જ્વાળાઓ દેખી અનુચર ડરી ગયો અને ભયભીત બની નીચે બેસી જતાં ધીમેથી બોલ્યો: "કાલે આવશે." ને પછી તો એ શાન્ત ગંભીર બનીને બેઠો.

ક્રોધે ભરાયેલા માણસને ઠંડો જવાબ ઉશ્કેરી મૂકે છે એટલે ગોરાણી ધ્રૂજી ઊઠ્યાં, અને એ ભાન ભૂલી જઈ જેમ આવે તેમ ફાટ્યે મોઢે બોલવા મંડ્યાં: "ખબર નથી, બબ્બે દિવસના અપવાસ છે ને એમને ત્યાં શાંત બેસી રહેવું કેમ ગમે છે ? જતાં જતાં કેટલું કહ્યું હતું, પણ પાડા માથે પાણી. એ તો આ કાને સાંભળે ને બીજે કાને કાઢી નાખે. પણ ઘેર આવે ત્યારે વાત છે ને !"

બે હાથ જોડી અનુચર બોલ્યો: "ગોરાણી ! શાન્ત થાવ. આ ચોખા પ્રસાદીના છે. સતીમાની પ્રસાદી સતીઓએ ખાવી જ જોઈએ. આપ એ રાંધીને ખાવ."

"લાવો ત્યારે," સતીની પ્રસાદી લેવાના હર્ષમાં ગોરાણીનો ગુસ્સો કાંઈક ઠર્યો.

"પણ એ ધોયા વગર જ ઓરવાના છે."

"વારુ," કાંઈક ક્રોધ અને શાંતિવાળા વાતાવરણમાં એ ઘરની અંદર ગયાં, અને ધોયા વગર ચૂલે ચઢાવેલી તપેલીમાં ઉકળતા આંધણે ચોખા ઓરી દીધા.

ગોરાણી રાંધણિયામાંથી બહાર આવ્યાં. ખાધેલા અન્નના ઓડકારે ઓડકારે કર્મનાં બંધન તૂટતાં જતાં હતાં, તેમ તેમ તે સ્ત્રીમાં માનવતાનો સંચાર થતો જતો. તેને પોતાનાં ધર્મ, કુળ અને સતીત્વ સાંભર્યાં. પોતાના પતિ તરફનું તેનું ભૂતકાળનું વર્તન તેને મુંઝવવા લાગ્યું. બની શકે તો પોતાના પતિને પોતાનું હિણું મુખ નહિ બતાવવાના વિચારોએ તેના મનનો કબજો લીધો. પશ્ચાત્તાપના પાવક સોંસરવી પસાર થઈ ને તે સ્ત્રી ચોધાર આંસુડે રડવા બેઠી. ઘડી પહેલાની રાક્ષસી સ્ત્રી ઋણના બંધન તૂટી જતાં દેવી જેવી શોભવા લાગી. પોતાનો ભલો પતિ એને માફ કરશે, તે આશાએ તેના ચહેરા ઉપર હિંમતનાં અંકુરો ફૂટયાં અને વહેલામાં વહેલા પોતાના પ્રિયતમના પાદામ્બુજમાં શિર ઝુકાવી હૃદયનો ભાર હળવો કરવા તે અનુચર સાથે રાજદરબારે ચાલી નીકળી.

રાજદરબારે આવી એ જોશીના પગમાં પડી. એને આવતી નિહાળી જોશી અવાક બની ગયા હતા, પણ ગોરાણીને પગમાં પડેલી જોતાં ભાવિ પરિવર્તન એમણે નીહાળ્યું. ગોરાણીના ચહેરા ઉપર ગ્લાનિ છવાયેલી સ્પષ્ટ વંચાતી હતી.

તે બોલી : " માફ કરો. હું ભૂલી. "

" ના. ઋણાનુબંધ પૂરું થયું, " કહી જોશીએ એને બધું માફ કર્યું, અને એ વિદ્વાન યુગલ સુખની પરાકાષ્ઠાએ પહોંચ્યું. મહારાજાએ એમને ખૂબ ધન આપવા માંડયું, પણ જોશી મહારાજે એનો એક જ જવાબ આપ્યો : " જે ધનથી ન ફેડાત એવું ઋણ તમે ફેડી આપ્યું છે, એ કાંઈ ઓછું છે ? " અને પાસે ઊભેલાં ગોરાણી એ સાંભળી નીચું જોઈ પોતાના અંગૂઠા વતી ધરતી ખોતરવા લાગ્યાં. " ઋણાનુબંધ ભોગવ્યા વિના છૂટકો છે ? " એ ગણગણાટ રૂપેરી ઘંટડીના ઝીણા રણકાર પેઠે રાજમહાલયમાં સર્વત્ર પ્રસરી ગયો અને ઘુમ્મટના ગભારામાં જાણે એના પડઘા પડયા : " ઋણાનુબંધ " ઋણાનુબંધ ! ! ઋણાનુબંધ ! ! !

જેઠ મહિનાના કૃષ્ણપક્ષની એક પાછલી રાત્રે ચંદ્રની જ્યોત્સ્નામાં વિશ્વ આખું રાચતું હતું. સરોવરનાં અગાધ પણ મર્યાદિત ઊંડા જળ ચંદ્રિકાને વધાવવા હેલે ચડ્યાં હતાં. જગતનાં માનવી નિદ્રાને ખોળે ઢળ્યાં હતાં. તેવે વખતે એક અંધ યોગીરાજ પવનની લહરીથી ઉછળતાં ઠંડા જળમાં સ્નાન કરી કાંઠે આવ્યાં અને પગથિયા ઉપર પગ મૂકી હાથમાંનું કમંડળ નીચે મૂક્યું, ત્યાં તો સામે પાળ ઉપર એક ઘોડેસવાર ચઢ્યો. એના પગરવથી યોગીરાજના કાન ચમક્યા. તેમણે કમંડળ હાથમાં લઈ લીધું ને આરાની હાથણી પકડી એક બાજુ નીતરતા ઊભા રહ્યા. સવારે સરક ઢીલી મૂકીને ઘોડીને પાણી પાવા આરે ઉતારી. યોગીરાજે ઘોડીનો પાણી પીવાથી થતો અવાજ પારખ્યો ને કમંડળ નીચે મૂકી પોતાની લંગોટી નીચોવી ખભે નાખી, ને પોતાના હાથમાંનું કમંડળ ભરવા વાંકા વળ્યા. સવારે ઘોડીને એડી મારી, પણ તૃષાતુર ઘોડીએ મોઢું ફરી પાણીમાં નાખી પાણી ચૂસવા માંડ્યું. સવારે હાથમાંથી કુમચી વીંઝીને ફટકારી, ઘોડીએ દર્દથી હાય નાખીને હાવળ કરી. વાંકા વળેલા યોગીરાજ ઊભા થઈ ગયા, ને જે તરફથી અવાજ આવતો હતો તે તરફ જઈ રહ્યા.

એમનું આર્દ્ર હૃદય કંપી ઊઠયું. દયામય અંતઃકરણમાંથી દુઃખનો

ધીમો પણ ઊંડો નિસાસો નીકળી ગયો. એમનાથી અનાયાસે બોલી જવાયું : " ગજબ થયો. વછેરાની એક આંખ ફૂટી ગઈ. નહિ તો કેવો સરસ રૂપાળો પંચકલ્યાણી વછેરો થાત ! કોઈ ચક્રવર્તીનાં આંગણે બંધાય એવો અજોડ વછેરો બનત. પાપીને દયા પણ ન આવી ! "

યુવાન ઘોડેસવારના સરવા કાન ચમકયા. એણે યોગી સામે મીટ માંડી અને એના સૂકલ છતાંય નમણાં દેહ ઉપર ચંદ્રની ચાંદનીમાંથી ઝરતું અમૃત એના અંગે અંગમાં ભળી જતું નીહાળ્યું. ગૌર અને સ્વરૂપવાન દેહ, ભવ્ય લલાટ અને તે ઉપર બ્રહ્મચર્ય અને જ્ઞાનનું અખૂટ તેજ ઊભરાતું એણે અવલોકયું. એના હૃદયમાં માન થયું અને આવી સુરદાસના પગમાં મસ્તક મૂક્યું. યોગીરાજ પોતાની ધૂનમાં બેફિકર સ્વભાવમાં પોતાના માર્ગે ચાલ્યા અને પાછળ પાછળ થોડે છેટે સવાર પોતાની ઘોડી દોરી ગયો.

યોગીએ ધર્મશાળામાં આવી તૂંબડું ખીંટી પર ટીંગાડયું, લંગોટી દોરી પર સૂકવી અને પદ્માસન લગાવી ધ્યાનસ્થ બન્યા. યુવાને સ્થાન જોયું. એણે નિશાનીઓ યાદ રાખી અને ઘોડી પલાણીને ઘર તરફ તગડી. એ ગામનો રાજવી હતો.

મહેલે આવી એણે અંધાર–પછેડી ઉતારી સ્નાન કર્યું, અને પ્રાતઃકાર્યમાં પ્રવૃત્ત થયો, પણ એને બિલકુલ ચેન પડયું નહિ; એના હૃદય ઉપરથી અકથ્ય બોજો દૂર થયો નહિ. પળે પળે પેલા યોગીરાજ અને ઘોડી નજર આગળ તરવરવા લાગ્યાં. પેલા યોગીરાજના શબ્દો જાણે એના કાનમાં ધીમો ધીમો ગુંજારવ કરતા હોય એમ એને ભાસ્યું. એ અકળાઈ ગયો, ઊઠયો અને ઝરૂખે આવી હાક મારી : " એલા કોઈ છે હાજર ? "

" જી........ " કહેતા અનેક હજુરિયા હાથ જોડી ઊભા.

રાજાએ કહ્યું : " ધર્મશાળામાં ખૂણામાં બેઠેલા યોગીરાજને અહીં બોલાવી લાવો. "

ને જેલદારો છૂટ્યા. જગતની જંજાળમાંથી છૂટેલા ઇશ્વિરપરાયણ યોગીને પહેરેગીરો પકડી લાવ્યા, ને રાજ્યાસન ઉપર બેઠેલા યુવાન નૃપતિ પાસે એને ખડા કર્યા. રાજાના દીલમાં ભક્તિ હતી, માન હતું. એણે ઊભા થઈ યોગીરાજને આવકાર આપ્યો, આસન આપી બેસાડ્યા. યોગીના દિલમાં કંઈક શાન્તિ થઈ.

" યોગીરાજ ! આપ સવારે......"

ને યોગીરાજે એને અવાજ ઉપરથી ઓળખ્યો. એમના ઘણેઘણ મરી ગયા, મોઢું કરમાઈ ગયું, એ કમકમી ઊઠ્યા.

રાજવીએ એમને તરત જ એક મકાનમાં ઊતારો આપ્યો, પાશેર ઘીનું હંમેશા પાકું સીધું ચાલુ કર્યું, અને ઘોડી ઠાણ દે ત્યાં સુધી બહાર નહિ જવા દેવાનો પહેરેગીરોને આદેશ કરી રાજા ઊઠી ગયો. આજ્ઞાપાલક પહેરેગીરો યોગીરાજને એમના ઉતારાવાળા મકાને તેડી ગયા. કપાળ પર હાથ મૂકી યોગી નીચું જોઈ પાછળ પાછળ ચાલ્યા ગયા.

પંદરેક દિવસ વીત્યા. ઘોડીએ ઠાણ દીધું. જન માત્રની આંખ વછેરાને જોઈ ઠરે એવો પંચકલ્યાણી વછેરો આવ્યો, પણ એક આંખે ખોડ હતી. રાજા વિસ્મિત થયો ને યોગીરાજની વિદ્યા ઉપર એ આફરીન બન્યો, શ્રદ્ધાળુ ભક્ત બન્યો, ને એણે હંમેશાં યોગીરાજની સેવા કરવા માંડી. યોગીરાજને પણ શરૂઆતમાં અકારું લાગતું મકાન હવે પોતાના નિવાસસ્થાન જેવું પ્રિય થઈ પડ્યું હતું. થાળે પડેલા યોગીરાજે સ્થાનાંતર કરવાનો જરાય પ્રયત્ન કર્યો નહિ. તેઓ રાજગુરુ થઈ પડ્યા, ને યુવાન રાજા એમને પૂછ્યા સિવાય કાંઈ નહિ કરવાનો નિશ્ચય કરી બેઠો હતો.

૨

પોષ મહિનાની કડકડતી ઠંડી જાણે માણસોનાં હાડના ભાંગીને ચૂરા કરી નાંખતી હતી. ખરે બપોરે મધ્યાહ્નનો સૂર્ય ટાઢના

ચમકારાને ઓછો કરવા અશક્ત બન્યો હતો. માણસો આડસોડિયાં વાળી અડોઅડ બેસી એકબીજાની હૂંફે વાતો કરતા. તેવે વખતે દરબારગઢમાં એક સોદાગર સુંદર ઘોડાઓ લઈને આવ્યો. એક સ્વરૂપવાન ઘોડો લાવી એણે રજૂ કર્યો. ડાહ્યા અને અશ્વપાલોએ ઘોડો જોયો. ખોડખાંપણ વિનાનો ઘોડો તબેલામાં બાંધવાના હોંશીલા રાવતે અશ્વને ફેરવી જોયો; ગમ્યો. સહુની નજરમાં એ જાતવંત હયરાજ રમી રહ્યો. ખુદ દીવાનજીએ પણ એને ખરીદી લેવાની સલાહ આપી. મહારાજાએ યોગીરાજને સુખપાલ મોકલી દરબારમાં તેડાવ્યા અને અશ્વવિદ્યામાં પારંગત ગણાતા યોગીરાજની સલાહ લઈ અશ્વ ખરીદવાની મહારાજાએ ઇચ્છા દર્શાવી.

યોગીરાજે આવી આશીર્વાદ આપ્યો ને બોલાવવાનું કારણ પૂછ્યું. 'અશ્વ ખરીદવાનો છે માટે આપની સંમતિ અને પરીક્ષા માટે આપને તસ્દી આપી છે,' દીવાનજીએ ખુલાસો કર્યો.

યોગી ઊઠ્યા, ઘોડા પાસે આવી હાથ ફેરવી જોયો. એનાં અંગઉપાંગ જોઈ એ ખુશી થયા અને એક યુવાનને સવાર થઈ એક બે પાટી કઢાવવા આદેશ કર્યો. રસિયા ઘોડેસવારો આગળ ધસી આવ્યા ને પૂરપાટ ઘોડાને દોડાવ્યો. બે ચાર પાટીએ તો ઘોડો પરસેવે રેબઝેબ બની ગયો. સવારે લાવીને એને કચેરી વચ્ચે ઊભો રાખ્યો. યોગીરાજ ઊઠ્યા, ઘોડાની પીઠ ઉપર હાથ ફેરવી સૂંઘી જોયો. એ ચમક્યા. ફરી હાથ ફેરવીને સૂંઘ્યો. એ વિચારમાં પડી ગયા ને નિરાશ બની ગયા. એમણે નિરુત્સાહ બની ડોકું ધૂણાવ્યું, અને 'ઘોડો આપણા યોગ્ય નથી' કહી, સોદાગરને વિદાય કરવા કહ્યું.

સહુ વિસ્મિત થયું. રાજા અચંબામાં પડી ગયો. આવા સરસ જાતવંત ને પાણીદાર ઘોડાને જોઈને સહુના મોંઢામાં પાણી આવ્યાં હતાં તે સૂકાઈ ગયાં. સહુ મ્લાન વદને સાધુ સામે જોઈ રહ્યા. યોગીરાજના ચહેરા ઉપરથી કોઈ એને પામી શક્યું નહિ. સહુએ

એક બીજા સામે જોયું, પણ એક જ વિચાર અને એક જ ભાવ સહુના ચહેરા ઉપર જાણે તરવરતો દેખાયો.

સહુના શંકાશીલ ચહેરાઓ જોઈ યુવાન રાજવી અને દીવાન સમસ્યાના ઉકેલ અર્થે વિચારશૂન્ય બની ગયા. સહુને સ્તબ્ધ અને શાન્ત થયેલા જોઈ યોગીરાજ હસ્યા અને ઘોડાને ફરી તપાસી જોવા માટે અને ખોડને સ્પષ્ટ રીતે બતાવી સહુની શંકા સમાધાન અર્થે અશ્વપાલને સવાર થઈ સરોવરને આરે પાણી પાવા લઈ જવા સૂચવ્યું. અનેક માણસો ઘોડાની ચાલ અને તે ઉપર બેઠેલ સવારની છટા પાછળ મીટ માંડી રહ્યા હતા.

તળાવની પાળે ચઢતાં જ ઘોડો હણહણ્યો, ખુશાલીનો પોકાર કર્યો ને પૂરપાટીએ એ તળાવના પાણીમાં ઊંડો ઊંડો તરતો ચાલ્યો ગયો. સવારનાં કપડાં ભીંજાઈ ગયાં, ધણી લગામ ખેંચી, પણ એના વેગ આગળ રાવતનું કાંઈ જ ચાલ્યું નહિ.

અશ્વને લઈ રાવત કચેરીમાં આવ્યો ત્યારે એનાં નીતરતાં કપડાં અને ભીંજાઈ ગયેલા દેહ સામે જોઈ સહુ અચંબો પામ્યું.

"પાડી નાખ્યો ?" સર્વત્ર એક જ સવાલ ઊઠયો.

"ના. ઘોડો મને પાણીમાં ખેંચી ગયો."

"હેં...!"

"હા. અને પાણીમાં બેસીયે ગયો."

"અરર...છેતરાઈ જાત ને !" દીવાનજીથી બોલાઈ ગયું.

સોદાગર લેવાઈ ગયો; એના ચહેરા ઉપર શરમની કાળાશ ઢળી ગઈ.

"મહારાજા ! ઘોડો પાણીમાં બેસે એના જેવી ખોડ બીજી શી હોય ?" રાવતે ઉચ્ચાર્યું.

રાજાની આંખો યોગીરાજ સામે તાકી રહી. ઘોડો ખોટીલો છે એમ આ સુરદાસજી શી રીતે જાણી શકયા એ જાણવાની સહુને જિજ્ઞાસા થઈ.

"આપે કેમ જાણ્યું કે ઘોડો ખોટીલો છે?" રાજાએ પૂછ્યું.

"એણે ઘોડાને ભેંસનું દૂધ પાઈ ઉછેર્યો છે, એ ઉપરથી."

"હેં......?"

"ન માનતા હો તો પૂછો એ સોદાગરને."

સોદાગરે હાથ જોડયા: "બાપુ! સાચી વાત છે."

"પણ આપે એ દૂધ કેમ પારખ્યું?"

ઘોડાના પસીનામાં ભેંસના દૂધની ગંધ હતી. પણ જો એણે ઘોડાને બકરીનું દૂધ પાયું હોત તો આમ ન થાત."

કોઈ જ બોલ્યું નહિ. જ્યારે આશ્ચર્યજનક ઘટના બને છે ત્યારે સહુના અંતઃકરણમાં એનો ભેદ પામવાની જિજ્ઞાસા જાગે છે, આતુર આંખો મટકું માર્યા વગર સામાને ટીકી ટીકીને જોઈ રહે છે અને બેફામ બની સ્તબ્ધ બની જાય છે.

યોગીરાજે સહુની આતુરતા પારખી, ને પોતાનું જ્ઞાન જિજ્ઞાસુઓ પાસે ઠાલવી મન ઉપરનો ભાર હળવો કરવા માંડયો: "ભેંસ પાણી દેખીને ગાંડી બને છે તેમ બકરી પાણીથી ખૂબ ડરે છે. અશ્વ જો પાણીમાં બેસે તો કોડીની કિંમતનો થઈ જાય. માટે જ અશ્વને ઉછેરતી વખતે બકરીનું દૂધ પીવરાવાય છે. પાણી દેખીને બીતો અશ્વ કદીયે પાણીમાં બેસે નહિ, ને ઊલટો એને ટપી જવા જેવો હરણફાળ બને."

સોદાગરે હાથ જોડયા. યોગીરાજની અશ્વવિદ્યા ઉપર આખી સભા વારી ગઈ. યોગીરાજનું અર્ધો શેર ઘીનું સીધું શરૂ થયું.

૩

આખા ગામનાં લોકો આજે ઊમટયાં હતાં. પાદરના ઘેઘૂર વડલા નીચે હાથીઓનું ટોળું ઊભું હતું. સોદાગરનો કાફલો અનેક હાથી, હાથીણી અને કિરીટો લઈ પડાવ નાંખી રહ્યો હતો. રાજદરબારે શોભે એવો સુંદર હાથી એમણે શણગારીને તૈયાર કરવા માંડયો હતો. જનસ્વભાવ કુતૂહલપ્રિય હોય છે, એટલે અનેક માણસો હાથીને ખીજવતા. એવામાં રાજાનો મહાવત આવ્યો અને આખાય ટોળામાંથી શણગારેલા હાથીને એણે પસંદ કર્યો, અને પોતાના જ્ઞાન ઉપર મદાંધ થયેલો એ પોતાને સર્વોપરી માનતો એની પરીક્ષામાં ખોડ કાઢનારને એ સહન કરતો નહિ. એણે પોતાની જાતે જ હાથીને પસંદ કર્યો ને સોદાગર સાથે એને દરબારમાં દોરી લાવ્યો.

બીજા અનેક મહાવતોએ હાથી જોયો, ખોડો તપાસી, પણ મદઝરતા એ હાથીએ સહુનાં મન હરી લીધાં. મનપસંદ વસ્તુ જ્યારે આકર્ષે છે ત્યારે એની ખોડ મનુષ્યના હૃદયે વસતી જ નથી કે નથી એની નરી આંખે એ દેખાતી. એની પ્રત્યેનું આકર્ષણ હંમેશાં પડળ ઉપર આસક્તિનું આવરણ છાઈ દે છે. મહાવતોએ પણ હાથી પસંદ કર્યો.

પણ રાજા કેમ ખરીદી લે? એમણે તો યોગીરાજને પાલખી મોકલી તેડાવ્યા. પેલા મહાવતને ધ્રાસકો પડ્યો કે રખેને યોગીરાજ કોઈ ખોડ કાઢે. એણે ફરી તપાસ્યો ને અંતે હર્ષમાં આવી જઈ નીચો શ્વાસ મૂકયો.

યોગીરાજે આવી હાથીને ચોતરફ પ્રદક્ષિણા કરી ફંફોસી જોયો. સૂંઢ પાસે આવતાં એમનો પગ થંભ્યો, એમનું ઊંચું થયેલું પગલું પાછું પડયું, ને ઘડીભર ઊભા રહી એમણે કહ્યું: "આવો હાથી આપણે ત્યાં ન શોભે."

સોદાગર સમજ્યો કે યોગીરાજ વધુ કિંમતની જ વાત કરે છે.

એણે મૂછમાં હસી લીધું અને કહ્યું: " કિંમત વધુ નથી. થોડા ઓછા આપશો તોય લઈ લઈશ. બાકી હાથી આપને આંગણે શોભે એવો છે."

" પણ આવા હાથીને બાંધવાની અહીં જગ્યા નથી."

" હાથીખાનું વિશાળ છે," મહાવતે આગળ આવી કહ્યું. એને હાથી હાથમાંથી સરી જતો લાગ્યો. સહુને સુરદાસજીના હાથીખાનાની વિશાળતાના અજ્ઞાન ઉપર હાસ્ય સ્ફુર્યું.

" પણ એને મફત ખવરાવવાનો કાંઈ હેતુ છે?"

મહાવત પાછો હઠી ગયો. સોદાગર ઠંડો થઈ ગયો. આખી સભા ચકિત બની ગઈ.

સહુને સ્વામીજીના શબ્દોમાં વિશ્વાસ હતો. અશ્વપરીક્ષામાં એમણે સહુના હૃદયમાં પોતાનો પ્રભાવ પાડયો હતો. માનભંગ થયેલ મહાવત ગુસ્સામાં છાનોમાનો કરડી આંખે જોઈ રહ્યો હતો. રાજાને પણ કાંઈક કુતૂહલ થયું. એણે ધીમેથી પણ સહેજ જિજ્ઞાસાથી પૂછ્યું: "કેમ સ્વામીજી, આ હાથીમાં કાંઈ ખોડખાંપણ દેખાણી છે કે શું?"

યોગીરાજે હકારમાં ડોકું ધુણાવ્યું. પોતાની ભૂલ કાઢનારને કોઈ ઇન્સાન સહન કરી શકતો નથી. મહાવત ઈર્ષાની આગમાં સીંદરીની પેઠે વળ ખાઈ ગયો.

" યોગીરાજ! આવા સુંદર હાથીમાં શી ખોડ આપને જણાય છે?" સોદાગરે હાથ જોડી સુરદાસજીને મનાવી લેવાની યુક્તિ લડાવી, અને મીઠા મધઝરતા શબ્દોમાં ખુશામત કરવા માંડી.

સુરદાસજી ચમક્યા. પોતાના હાથ સાથે કાંઈક અથડાયું અને એમણે હાથ પાછો ખેંચ્યો. એમનો ચહેરો કરડો બન્યો, ને એ અસ્પષ્ટ બોલ્યા: " નિમકહરામ થાઉં?" આછો ગણગણાટ પવનમાં ભળી ગયો.

સોદાગર હતાશ બની પાછો હટયો, ને યોગીરાજે દીવાન તરફ હાથ લાંબો કરી પૂછ્યું: " આ હાથી તમે પસંદ કરી લાવ્યા છો?"

“ના, મહાવત લાવ્યો છે.”

“આવા ‘એકાક્ષી’નો શોખ થયો?”

“બાડો?...આંખ નથી?” આખી સભામાં ગુંજારવ ઊઠયો.

“આપે કેમ જાણ્યું?” મહાવતે આગળ આવીને કહ્યું.

“જુઓને.”

“આંખ જેવી આંખ તો છે, ને તમે ક્યાં જોઈ શકો છો તે બાડો કહો છો? કે પછી કમળાવાળો પીળું જ દેખે?”

યોગીરાજ ઉપાલંભ ગળી ગયા, ને ધીમેથી એમણે સોદાગરનો હાથ પકડીને એને આગળ ખેંચ્યોઃ “સોદાગર! હાથીની બીજી આંખ સાચી છે?”

સોદાગરની જીભ અસત્ય બોલતાં તોતડાણી. હંમેશાં અસત્ય બોલતાં હૃદયમાં ઊંડો ઊંડો ક્ષોભ થાય છે, એ સામો માણસ પારખી શકે છે. સોદાગર ગભરાટમાં ચૂપ થઈ રહ્યો.

“જુઓ! સોદાગરનો આત્મા પણ એક જ વાત પોકારીને કબૂલે છે, કે હાથીને એક જ આંખ સાચી છે.”

“આપે કેમ જાણ્યું?” પછવાડેથી એક અસ્પષ્ટ ધ્વનિ આવ્યો.

“મેં! મેં જાણ્યું, સાંભળો,” કહી સાધુજીએ ગૌરવભર્યે મોઢે બોલવા માંડયુંઃ

“હું હાથીની આસપાસ ફરતો હતો ત્યારે સૂંઢ પાસે આવતાં માખીઓનો ધીમો ગણગણાટ મારા કાનના દ્વાર સાથે અથડાયો. એની પછવાડે એક જ કાનનો ફફડાટ મને પગ ઊપાડતાં અટકાવવા લાગ્યો. હું થંભ્યો. હું બીજા કાનનો ફફડાટ સાંભળવા ખૂબ મથ્યો પણ હાથીની એક જ આંખે માંખીઓ ચટકા ભરતી, ને હાથી એક જ

કાન હલાવતો. ખોટી આંખ તરફ તો નીરવતા હતી. મને લાગ્યું કે હાથી ખોટીલો છે."

રાજા સ્તબ્ધ બની ગયો. મહાવત છોભીલો પડી ગયો. સોદાગર નિરાશ થઈ શરમીંદો બની ગયો. આખી સભા આશ્ચર્યમાં ગરકાવ બની ગઈ. એક જ શબ્દ સંભળાયોઃ "શી બુદ્ધિ છે!"

રાજાએ પોણા શેર ઘીનું સીધું મોકલવાનો બંદોબસ્ત કર્યો. યોગીરાજની પદવી સીધાંએ વધી.

૪

મહારાજાના લગ્ન માટે અનેક સ્થળેથી શ્રીફળ આવવા લાગ્યાં; પણ સહુને નિરાશ થઈને પાછું જવું પડતું. મહારાજા એક જ હઠ લઈને બેઠા હતા, કે 'મારે લગ્ન નથી કરવું.' કોઈનું માને નહિ, ને કોઈ કહેવા જાય તો ભોંઠા પડી પાછા આવે, અપમાનિત થાય, હડધૂત બને, ખોફ વહોરે. પણ દીવાન જ્યારે જ્યારે શ્રીફળ આવતાં ત્યારે મહારાજા પાસે આ વાત ઉચ્ચાર્યા વગર રહેતા નહિ, સમજાવ્યા વગર જંપતા નહિ; પણ રાજવી કોઈનુંયે ગણકારતા નહિ, સમજાવ્યા સમજતા નહિ. ધૂની માણસ ઘણી વખત જક્કી બની જાય છે, એમ મહારાજા આ વાતમાં દીવાનનેય નમતું આપતા નહિ અને પોતાનો કક્કો સાચો કરવા પ્રયત્ન કરતા. ટેકીલો, ખાનદાન અને કૃતજ્ઞ દીવાન જિદ્દી, વિશ્વાસુ અને અણસમજણા રાજાને હર પળે લગ્ન માટે વિનવ્યા કરતો.

આ વાત ધીમે ધીમે યોગીરાજ પાસે પહોંચી. રાજ્યના નાના મોટા બધાય અમલદારો ગુસપુસ વાતો કરતા. મહારાજાની અનેક તરેહની ચર્ચાઓ કાનમાં મોં નાખીને સહુ કરતું. નારાજ બનેલા અમલદારો કંટાળ્યા અને છેવટે યોગીરાજ પાસે દીવાને આગ્રહપૂર્વક વિનંતી કરીને લગન કરવા મહારાજાને સમજાવવા કહ્યું. યોગીરાજે બીડું ઝડપ્યું.

મહારાજા દર્શને આવ્યા ત્યારે યોગીરાજે મહારાજાને સમજાવ્યા, અને યોગ્ય પરીક્ષા કરીને કન્યા શોધી આપવાનું પોતે કબૂલ્યું, ને પોતે નાના એવા રસાલા સહિત યાત્રાના બહાને બહાર નીકળ્યા.

રાજ રજવાડામાં તેઓ પડાવ નાખતા, અંતઃપુરમાં રાણીઓને દર્શન દેતા, ઉપદેશ કરતા, અને વાતવાતમાં તેમની કન્યાઓની પરીક્ષા કરી લેતા. યોગીરાજ પોતે સુરદાસ હોવાથી અંતઃપુરનાં દ્વાર એમના માટે ખુલ્લાં હતાં.

એક પાસેનું જ સારી આવકવાળું રાજ્ય હતું. કુળ પણ ઊંચું હતું. યોગીરાજે કન્યાની પરીક્ષા કરી. બધી રીતે યોગ્ય લાગતી કન્યા માટે એમણે માગું કર્યું, ને તે સ્વીકારાયું, પણ અંતરમાં એક ઊંડી ઊંડી ગમી તો હતી જ.

લગ્ન લેવાયાં, ખાંડું આવ્યું ને બાકી રહેલા બે મંગળ વર્તી રહ્યાં પછી મહારાજા યોગીરાજના દર્શને પધાર્યા. યોગીરાજ હસ્યા, ને આશીર્વાદ આપી કાનમાં કહ્યું: "મહારાજા! મને એક વાતનો વહેમ છે. જરા તપાસ કરજો."

"શો?"

આજે આપ મહેલે પધારો ત્યારે આપના સત્કાર વખતે આપ મહારાણીને "શેઠાણી" કહી સંબોધજો.

મહારાજાના મુખ ઉપર ક્રોધની રેખા આવી. શું વાણિયણ? ચતુર કાગડો અંતે વિષ્ટા ઉપર બેઠો? એ વિચારે એમનું અંતર વલોવાઈ જવા લાગ્યું, ને તર્કવિતર્ક રૂપી અનેક જળકુંડાળા બની વીખેરાઈ જવા લાગ્યા. એ ક્ષોભ પામી ગયા. ઉલ્લાસમય જીવન પડદા પાછળ છુપાવા લાગ્યું; છતાં યોગીરાજમાં ખૂબ આસ્થા રાખનાર રાજવી ગમગીન ચહેરે ઊઠીને મહેલે તો ગયા.

બાનડીઓ દોડાદોડ કરી રહી. નવપરણીત મહારાણી પુષ્પથાળ લઈ સત્કારવા આવ્યાં ને વધાવીને આદર કર્યો: "પધારો મહારાજા."

"હા, શેઠાણી!" કહી મહારાજાએ દ્વારમાં પગ મૂક્યો.

વીજળી પડે ને મનુષ્ય ભડથું થઈ જાય એમ રાણી કરમાઈ ગઈ. ઘડી પહેલાનાં માઝમ રાતનાં સોણલાં વીલાઈ ગયાં. રાણીએ પાછે પગલે નાસી જઈ પોતાના ઓરડાનું દ્વાર બંધ કર્યું, અને ગુસ્સાનો જુવાળ પાછો સમાતાં આંખમાંથી અશ્રુઓ સરી પડ્યાં.

મહારાજા ઊઠી ગયા અને પોતાને ઓરડે ચાલ્યા ગયા. વડારણો સમસમી ઊઠી. રસભીની પહેલી જ રાત્રિએ દંપતીજીવનનાં વહેણુ સુકાઈ જતાં નીહાળ્યાં. અન્યોઅન્યનાં સમાગમ પહેલાં જ વિષબિન્દુઓ ટપકતાં હોવાનું અનુમાન કર્યું અને આખી રાત સહુ ચિંતાતુર બની ગમગીન રહ્યું. રાણીએ રડીરડીને લાલચોળ આંખોમાંથી પ્રવાહ વહેતો કર્યો. વહેલી પ્રભાતમાં ભીંજેલા ચીરે એણે ઓરડો ખોલ્યો ને પોતાના માણસો મોકલી વેલડું તૈયાર કરાવ્યું અને સાત જ ગાઉ દૂર પોતાના પિયરનો પંથ લીધો. અધિકારી મંડળમાં વાત ફેલાઈ ગઈ. રાણીજી રીસામણે ગયાં. લોકોએ અનુમાન્યું: "સાધુએ મહારાજાનું ઘર બંધાવ્યું કે ભંગાવ્યું." રાજાના મન ઉપરનો બોજો વધતો ચાલ્યો. એ આખો દિવસ બહાર ન નીકળ્યા. એમનું જીવન રગદોળાઈ ગયેલું એમણે માન્યું.

*

ઘૂઘરમાળ ધમકાવતા બળદોવાળું વેલડું જોતાં જ રાણીજીને ધ્રાસકો પડ્યો. આખા દરબારમાં વાતો થવા લાગી: "બા પાછાં આવ્યાં."

કોઈ કહે કે રીસામણે આવ્યાં, કોઈ કહે કે કાઢી મૂક્યાં. ખરી વસ્તુની તો ખવાસણો ખબર આપે ત્યારે. પણ તે પહેલાં લોકોએ અનેક ગપો હાંકી મૂકી. ગામને મોઢે કંઈ ગરણું બંધાય છે?

દીકરી સીધા મા પાસે પહોંચ્યાં. કમરે લટકતી કટાર ખેંચી કાઢી. રણચંડી જેવી યુવાન કન્યાના હાથમાં કટાર અને તેની આંખોમાં દેખાતું વિકાળપણું માતૃત્વને હડસેલી બીવરાવવા લાગ્યું. મા ધ્રૂજી ઊઠી. દીકરીએ પગ પછાડી પૂછ્યું : "મા ! મારો બાપ કોણ ?"

મા સમજી ગઈ. એની આંખ આગળ ભૂતકાળ રમવા લાગ્યો. પોતે પરણીને આવી ત્યારે સાંભળેલી ગુપ્ત વાત યાદ આવી આટલે વર્ષે એ છાની વાત દીકરી પાસે કોઈ વિશ્વાસઘાતીએ ફોડી હશે ? એ વિચારે એને દુઃખ થયું. એની આંખમાંથી મોતી જેવાં આંસુડાં ડળાક ડળાક નીકળી પડ્યાં. દીકરી સમસમી ઊઠી. માતૃત્વની ભીનાશ-વાળું માતાનું કોમળ હૃદય હચમચી ગયું. એણે દીકરીને ખેંચી પાસે બેસાડી. માના વહાલ ભર્યા હાથે દીકરીનો ક્રોધાગ્નિ શાંત કર્યો, ને મા–દીકરી પેટભરીને રડ્યાં, હૃદય હળવું કર્યું. પછી નિસાસો નાખી માએ કહ્યું : "બેટા ! કોઈએ કાંઈ મહેણું માર્યું ?"

"હા. મહારાજાએ મને વણિકપુત્રી કહી," કહેતાં દીકરી રડી પડી.

રાણી ધ્રૂજી ઊઠી. આવી ગુપ્ત વાત ત્યાં કેવી રીતે પહોંચી હશે તે એ ન સમજી શકી. પણ હિંમત લાવી એણે દીકરીની હઠને તાબે થઈ ખરી વાતથી એને વાકેફ કરી.

"બેટા ! તારા પિતા મહારાજાનું દૂધ વણિકનું છે. રાજ્ય-માતાને પુત્ર ન હતા. બિનવારસી ગાદી ભોગવવાનું નસીબમાં લખાવીને પરઘેર જન્મેલા તારા પિતા ઋણાનુબંધે વણિકને ઘેર જન્મ્યા, પણ લેણદેણ પૂરી કરવા રાજ્યમાતાને ખોળે ઉછર્યા. પૂછીને ખાત્રી કરવા જેટલી બુદ્ધિ તેં બતાવી એ ઉપરથી જ ન સમજી કે તું ક્ષત્રિય-પુત્રી નથી ?"

બન્ને સમસમી ઊઠ્યાં. નસીબ પર હાથ મૂક્યો, ને ભાવી ઉપર આધાર રાખી જુદા પડ્યાં.

દીકરી બીજી સવારે પોતાને સાસરે વેલડું હંકાવી ગયાં. તેનો ગુસ્સો સમી ગયો. ગુસ્સે થનાર માણસ પોતાનો પક્ષ નબળો જુએ ત્યારે ઠંડોગાર બની જાય, એમ રાણી મૂંગાં મૂંગાં મહેલમાં પેસી ગયાં.

રાત્રિએ મહારાજા પધાર્યા અને અગાઉની પેઠે જ 'શેઠાણી' કહી સંબોધ્યાં. રાણી હસી પડયાં. રાજા નવાઈ પામ્યા. એ દિવસમાં રાણીમાં એને કોઈ જુદા જ રંગ પૂરાયેલા જણાયા.

મહારાણી કાબેલ હતી. યુક્તિપ્રયુક્તિથી એણે પટાવી, ફોસલાવી પૂછી લીધું, ને સમજી ગઈ, કે 'ગુપ્ત વાત કહેનાર યોગીરાજ સિવાય કોઈ નથી.'

મહારાજા સવારે યોગીરાજના દર્શને ગયા. યોગીએ પૂછ્યું: "મહારાજા, કાંઈ નવીન?"

"પ્રભુ! આપની વાત સાચી હતી, પણ આપે એ કેમ જાણ્યું?"

"મહારાજા! જ્યારે હું સગપણ કરવા ગયો ત્યારે મેં એમને બોલાવીને પાસે બેસાડેલાં. મને એમણે વંદન કર્યું ત્યારે એમના હાથ માંહેની બંગડીઓનો રણકાર મારા કાન ઉપર અથડાયેલો. મારા કાન ચમકયા. મને થયું કે રાજદરબારમાં આ વાણિયાનો શણગાર કયાંથી? કાંઈક ભેદ લાગ્યો, ને પછી અનુમાન કર્યું કે આ કન્યાની મા અથવા બાપ વણિક હોવો જોઈએ. અને એ ઉપરથી જ મેં શેઠાણી કહેવા સૂચવેલું. મારું અટકળ સાચું હતું એમ હવે મને ખાતરી થઈ છે."

રાજા યોગી સામે જોઈ રહ્યા. એને પ્રસંગે પ્રસંગે સાધુની બુદ્ધિ માટે માન થતું જતું હતું. એ એનો પૂજક થઈ રહ્યો, ને શેર ઘીનું સીધું કરી આપ્યું.

૫

પોતાનું અપમાન માણસ ભૂલવા પ્રયત્ન કરે છે, પણ ભુલાતું નથી. હૃદયના કોઈ અગોચર ખૂણામાં એ દુઃખનો ઊંડો ઊંડો વસવસો રહી જાય છે, અને એની પરિતૃપ્તિ માટે મનુષ્ય એક એવી પળની રાહ જોતો ટાંપીને બેઠો હોય છે કે લાગ મળતાં એ બિલાડી ઉંદર ઉપર તલપે એમ, એવી પળને ઉત્પન્ન થતી જોતાં જ એની પાછળ પડી એને પોતાના હાથમાં લે છે અને પરિપૂર્ણ કરવા આકાશ પાતાળ એક કરે છે.

મહારાણીના હૃદયમાં પણ ઊંડું ઊંડું અપમાન સાલતું હતું અને એથી કોઈ હજારો વીંછીના ડંખની વેદના એ અનુભવતી. છતાંય એ રાજરાણી હતી. પોતાનું સ્વમાન એને વહાલું હતું. અવિચારી પગલું ભરતાં પહેલાં એ દશ્ચાર ગરણે ગળીને પાણી પીએ એવી હતી. એણે યોગીરાજ દ્વારા જ પોતાની લેણદેણનો હિસાબ પતાવવાનો ઇરાદો રાખ્યો ને એને રિઝવવાના પ્રયત્નો શરૂ કર્યા.

વેળા કવેળા એ યોગીરાજના દર્શને જતી, ખરા અંતઃકરણથી એમની સેવા કરતી, અને ભક્તિરસથી નીતરતી. ધીમે ધીમે એણે અનેક વાતોની છેડતી કરવા માંડી. યોગીરાજ મહારાણીની હાજરીમાં ખૂબ સ્વસ્થતા અને સંયમ જાળવતાં, પણ મહારાણીના શબ્દો એને ગગનવિહારી બનાવતા. એ ઘણીએ વખત શું બોલતાં એનુંય ભાન એમને રહેતું નહિ.

"બાપુ, આપની મેધાનો કોઈ પાર નથી," રાણીજી બોલ્યાં.

યોગીરાજ ચૂપ રહ્યા.

"ગમે તે માણસનું દુઃખ પીછાનવામાં આપ ત્રિકાળજ્ઞાની છો."

યોગીરાજનું હૈયું હેલે ચઢ્યું. એમને ગર્વનો ઓડકાર આવ્યો ને એ જાણે આંકી ઊઠયા.

" મારી જ્ઞાનચક્ષુઓ સામાની રહેણી કહેણી, પહેરવેશ અને વાક્ચાતુર્ય ઉપરથી એવું કહી શકે ખરી. "

" ત્યારે મહારાજાનું દૂધ પણ જાણો ખરા ? "

યોગી સ્તબ્ધ થઈ ગયા. એમના કાન ઉંચા થયા. એ રાણીના પૂછવાનો મર્મ સમજી ગયા, અને વૈરની પરિતૃપ્તિ અર્થેની આતુરતા અનુભવી. એ કંપી ઊઠયા.

યોગીરાજને મૌન થઈ ગયેલા જોઈ રાણીએ પૂછ્યું : "શું સમાધિ ચઢી ગઈ ? "

" મહારાણી, માજી ! એવી વાતો કર્યે ફાયદો શો ?" યોગીએ નિસાસો મૂકયો. એની પાછળનું ભાવિ, કાળ જેવી લબકારા કરતી જીભ લાંબી કરી, ડોળા કાઢી, આછું આછું ચમકવા લાગ્યું.

રાણીએ હઠ પકડી : " બાપુ ! બાપુ......" ને રાણી રડી પડી.

યોગીની સ્થિરતા, મક્કમતા પીગળી ગઈ. એમણે કહ્યું : " એ તો છે ભટ્ટજી."

રાણીના હૃદયમાં શાન્તિનો ટાઢો હિમ જેવો શેરડો પડયો. એનું હૈયું આનંદમાં ખીલી ઊઠયું, હૃદય પ્રફુલ્લિત બન્યું, આંખોનું તેજ કોઈ અનેરું ચમકયું. એનાં અંગેઅંગની રોમરાય હર્ષથી પ્રફુલ્લિત બની અને તરત ઊઠીને એ પોતાને મહેલે ગઈ. માણસને વૈરનો બદલો વાળવાની તક સાંપડે ત્યારે એ મનુષ્ય મટી જાય છે. રાણી ચગડોળે ચઢી હતી.

મહારાજા અંતઃપુરમાં આવે ત્યારે મશ્કરી કરતા; રાણી સામે તિરસ્કારયુક્ત હાસ્ય કરી, મેણું મારતી, મહારાજા મોજ અનુભવતા, અને શરમીંદી રાણી અલ્પતાના વિચારમાં ગમગીન બની જતી.

આજે મહારાજા પધાર્યા ત્યારે રાણીએ સત્કાર્યા : " પધારો ભટ્ટજી" ને એનો હંમેશાં શોકપૂર્ણ રહેતો ચહેરો ઝળકી ઊઠયો.

ગુસ્સાના આવેશમાં મહારાજા બોલી ન શક્યા. એમનું અંગે અંગ કંપી ઊઠ્યું. મહારાજાએ તલવાર ખેંચવાને બદલે પાછો પગ માંડ્યો, ને રાણી પછવાડે વિજયના ઘેનમાં જોઈ રહી.

મહારાજા સીધા ગયા એમના માજીને મહેલે, ને માતાની સામે તલવાર ખેંચી પૂછ્યું: "માજી! સાચો જવાબ નહિ મળે તો આ તલવાર એનો ન્યાય કરશે."

"શો બેટા?" ગભરાયેલાં વૃદ્ધ મહારાણી તાકી રહ્યાં.

"હું કોણ? મારો પિતા કોણ?"

"તારા પિતા તો સદ્ગત મહારાજા. બેટા! કેમ પૂછવું પડ્યું?" માએ આશ્ચર્ય પામી પૂછ્યું.

"ખોટી વાત!" કહી મહારાજાએ પગ પછાડ્યો અને મક્કમતા પૂર્વક ગુસ્સામાં કહ્યું, "જૂઠું!"

ખોળે ઉછરેલ બાળક ઉપર માતાને સ્વાભાવિક વાત્સલ્ય ઉભરાયું, અને સ્નેહનાં અમી વછૂટ્યાં. સત્ય વાત એમણે આજે ઘણે વરસે દાટેલી ઉકેલી. ઉપર વળેલી કાળના પડની ધૂળ ખંખેરી અને બૂઝાવી નાખવા ભારેલો અંગાર ફૂંક મારી તાજો કર્યો. મહારાણી ચોધાર આંસુડે રડી પડ્યા. મહારાજાની આંખો સજળ બની. પગે લાગી એમણે માફી માગી.

કાંઈક સ્નેહ, થોડો ગુસ્સો અને લગીર રાજપટુતાનું મિશ્રણ કરી રાણીએ વાત શરૂ કરી: "બેટા! રાજ્ય સંતાનહીન હતું. સીમાડે દુશ્મનો ગાજતા હતા. મારી સત્તા હાથમાંથી સરી જતી હું જોઈ રહી હતી. મારી હૃદયવ્યથા મને જંપવા દેતી નહિ. મારી લાલસા, મારું ગૌરવ અને મારો આત્મસંતોષ ટકાવી રાખવા મેં આકાશ પાતાળ એક કર્યાં. ખોટી વાતો ફેલાવી સહુને છેતર્યા અને કોઈ ગત જન્મના ઋણાનુબંધે તું એક બ્રાહ્મણને ત્યાંથી મારે ખોળે રમવા આવ્યો. મારાં સુકાઈ ગયેલાં ગાત્રો વાત્સલ્યથી ઉભરાયાં, અને લલાટે

રાજ્યસુખ લખાણી લાવનાર તું આજે આ રાજ્યનો માલિક છે. મારું કુળ અને વંશ તેં આજે ઉજ્જવળ કર્યાં છે. મારી આંખના તારા! તારો ખરો બાપ તો હજુયે ક્યાંઈક લોટ માગતો હશે."

મહારાજા ધ્રૂજી ઊઠ્યા, ચૂપ થઈ ગયા, અને માતાનાં પગ ઉપર માથું મૂકી વહેતાં ખારાં આંસુડાંએ પગ પખાળ્યા. અને ગુપ્ત વાતને પાછી કોઈ અગોચર ખૂણે ભંડારી દેવાની આજીજી કરી.

રાજા ઊઠીને મહેલે આવ્યા. ત્યારે રાણી બેઠીબેઠી પોતાની ભૂલ માટે નહિ, પણ પતિના આઘાતને નજર સમક્ષ નિહાળીને રડતી હતી.

બેઉ તરત જ યોગીરાજ પાસે ગયાં.

યોગી પદ્માસન લગાવી બેઠા હતા. મોડી રાત્રે બન્નેને જોઈ યોગી ચમક્યા. પગમાં પડેલ દંપતિને આશીર્વાદ દીધો, ને રાજાએ પગ ઝાલી પૂછ્યું: "બાપુ! આપે રાણીને મારું કુળ કહ્યું એ સાચું?"

"બેટા! બેટા........." યોગીનું ગળું ભરાઈ આવ્યું.

"પ્રભુ! આપે એ કેમ પારખ્યું?"

યોગીએ ખોંખારો ખાઈ કંઠ સાફ કર્યો, ને ધીમેથી પણ દુઃખપૂર્ણ અવાજે કહ્યું: "મહારાજા! આપનો સ્વભાવ જ એ વાત પારદર્શક જેવો બતાવી આપે છે."

"શી?"

"કે આપ બ્રાહ્મણ છો. આપ બહુ ખુશી થયા, મારા ઉપર મહેર કરી, ત્યારે મને નવાજેશમાં ફક્ત સીધું વધારી આપ્યું. બ્રાહ્મણ હંમેશાં લાડવે ખુશી થાય, એ દીવા જેવી સ્પષ્ટ વાત છે. જો આપ રાજપુત્ર હોત તો મને ગામ, ગરાસ આપ્યાં હોત; પૈસે ટકે ઋદ્ધિ સિદ્ધિ સંપડાવી હોત. હું તો યોગી છું. મારે એવી જરાય લાલસા નથી, પણ તમારા સ્વભાવનું દિગ્દર્શન કરાવતી વસ્તુઓ સમજાવવા

પ્રયત્ન કરું છું. આપ બ્રાહ્મણ છો એમાં તો જરાય શંકા રહે એવું નથી."

આટલું કહી યોગી ઊઠ્યા, ખીંટીએ લટકાવેલ કમંડળ ઉપાડ્યું અને ખૂણામાં મૂકેલો જૂનો દંડ અને લંગોટ ખભે નાખી એમણે ચાલવા માંડયું. ભર્યો–ભાદર્યો ઉતારો એમને મન સર્પની કાંચળી જેવો હતો. યોગી બધું તજીને રસ્તે પડયા. રાજારાણી જોઈ રહ્યાં. કોઈનીયે પરવા કર્યાં વગર યોગી જંગલમાં ચાલ્યા ગયા. રાજાના અંતઃકરણમાં પડઘો પડયો: "મારો બાપ ગયો."

વેરાન વગડામાં ચાલ્યા જતા યોગીના પગથી ઊડતી રજ વાતાવરણમાં ગૂંજતી: "છે બુદ્ધિ કોઈના બાપની?"

ભારે હૈયે દંપતિ મહેલે ગયાં, પણ પ્રજ્ઞા–ચક્ષુ યોગીરાજ એમની નજરમાંથી ખસતા નહિ. રાજા હજુયે સંભારે છે કે "યોગી મારો બાપ હતો."

## ૭... ... ... ... ... માજી રાજબા

**ઉનાળાની** એ મુલાયમ ગુલાબી પ્રભાતમાં ગામડાના સહુ માણસો પોતપોતાના ધંધે વળગી જવાની તૈયારીમાં હતા, ઓશરીઓમાં ઘમરવલોણાં વલોવાઈ રહ્યાં હતાં, છાશોની હેળો ઊડતી હતી, ને સાથીઓ ખેતરે જવા તૈયાર થઈ ગયા હતા, તેવે વખતે માજી રાજબાએ પોતાના ઓરડેથી બહાર આવી ઊંચી ઓશરીની કોરે ઊભાં ઊભાં, ફળીમાં ચોફાળ ઓઢી સૂતેલાં, યુવાનીને પગથિયે પગ મૂકતાં અને ફૂટતી મૂછોવાળા પોતાના પુત્ર માધવસિંહને ધીમેથી, વહાલથી ઉઠાડવા માંડયા :

"માધવસંગ, દીકરા, ઊઠો; જુઓ સહુ કામે વળગ્યું."

"મા, આ ઊઠ્યો."

માધવસંગે ચોફાળને પાટુ મારી પાંગતે ખસેડયો અને આળસ મરડી એ પ્રચંડ દેખાતો યુવાન માધવસંગ પથારીમાં બેઠો થઈ ગયો, માને પગે લાગ્યો અને આતુર આંખે મા સામે જોઈ રહ્યો.

માનું શરીર ધીમેથી પવન લહરી આવતાં જેમ ઝાડનું થડ સહેજ હીંચોળો ખાય એમ હલ્યું અને આંખોમાંથી કોઈ અજબ અને અપાર્થિવ તેજ ફેંકાયું. માધવસંગ ઉપર એનો પ્રભાવ પડયો.

"મા, આજે આમ કેમ......" એ બોલી ન શક્યો.

"દીકરા! તમારા બાપુને તેડાવો," ધીમેથી કહી માએ ઓરડા તરફ ચાલવા માંડ્યું. દીકરો જોઈ રહ્યો. એ ઊંડીને કાંઈ ન સમજવાથી પછવાડે પછવાડે ઓરડે ગયો.

નાની ચાકળી નાખી તે ઉપર મા બેઠાં હતાં. માધવસંગે જઈ મા પાસે નીચે બેસી ધીમેથી પૂછ્યું: "મા, આજે અચાનક મારા બાપુને તેડાવવાનું શું કારણ બન્યું છે?"

"બાપુ, દીકરા! તમે એ ન સમજો. હું કહું છું ને કે એમને તેડાવો."

બસ, માનું વાક્ય નીકળ્યું એટલે દીકરો વધારે પૂછી ન શક્યો. 'ઘરે કોઈ જાતની કમી નથી. ખેડ, ઉપજ, નિપજ કોઈ વાતે વાંધો નથી. ઘરનું રક્ષણ કરનાર પણ હું હજુ જુવાનજોધ બેઠો છું, ને માને શું કાને પડ્યું કે મારા બાપુને તાકીદે તેડાવે છે?' વિચાર પરંપરાએ ચઢેલું યુવાન હૃદય એ ગૂંચ ઉકેલી ન શક્યું. એટલે મારતે ઘોડે બાપુને કાઠિયાવાડમાંથી તેડવા માટે એક કુટુંબીને રવાના કરી દીધો.

માધવસંગના બાપુ બહુ બાહોશ અને પરાક્રમી હોવાથી એ કાઠિયાવાડમાં નોકરી કરતા. મોટા મોટા રાજા રજવાડામાં એમની આદરમાન સહિત આગતા સ્વાગતા થતી. તેઓની બુદ્ધિની પ્રશંસા ફૂલની ફોરમ પેઠે ચોતરફ મઘમઘતી પ્રસરેલી હતી. તેઓ જૂનાગઢ પાસેના એક રાજ્યમાં સારા હોદ્દે હતા.

સવારને આવેલો જોઈ એમના હૃદયમાં ધ્રાસકો પડ્યો. અચાનક તેડાવ્યાના સમાચારથી એ વ્યાકુળ બન્યા, પરંતુ બધા સાજા નરવા છે, કોઈ જાતનો ટંટો ફિસાદ નથી, તો એકદમ તેડાવવાનું કારણ શું હશે, એ એમનું બુદ્ધિશાળી હૃદય પણ ન સમજી શક્યું.

રાજકાજની અટપટી ગૂંચો ઉકેલનાર બુદ્ધિ ઘણી વખત બહેર મારી જાય છે એમ એમની બુદ્ધિ આનું કારણ સમજી શકી નહિ, એટલે તેઓ તાકીદે તૈયાર થઈ કમાલપુર આવી પહોંચ્યા. કાઠિયાવાડમાં જૂનાગઢથી બાલમાં કમાલપુર આવતાં સહેજ અઠવાડિયું થાય. તે વખતે રેલ્વે નહોતી, એટલે પાણીપંથી ઘોડીઓ ઉપર જ લાંબી લાંબી મુસાફરીની મજલો થતી, અને ઘણો વખત લાગતો. પણ કાઠીયાવાડી માણકી ઘોડી એ પંથે ત્રણ દિવસે આવીને આંગણે ઊભી રહી.

"પધારો," ઓરડે જતાં ટૂંકો જ આદર સત્કાર મળ્યો.

"કેમ ઉતાવળે તેડાવ્યો?"

"મારે સતી થવું છે," અજબ દૃષ્ટિ ફેંકતાં માજી રાજબાએ જવાબ આપ્યો.

"હું બેઠો છતાં!" આશ્ચર્યમાં હસતાં અને સહેજ ગુસ્સે થયેલા ચહેરે એમણે પૂછ્યું.

"આપ પણ હવે કેટલા દિવસના મહેમાન છો? જાણે ભવિષ્ય વાંચતાં હોય એમ એમણે અંતરિક્ષમાં ઊંચે જોયું ને બોલ્યાં.

દરબારના હૃદયમાં ભયની ધ્રૂજારી આવી ગઈ. એમનું કાળજું થડકવા લાગ્યું. આંખે ઝાંઝવાં વળ્યાં. એમણે સતી તરફ જોયું ને કાંઈ અજબ તેજ એમણે નીહાળ્યું

"કેમ, તમને ખબર પડી ગઈ?" ડરતાં ડરતાં તેમણે પૂછ્યું.

"હા. હું ભવિષ્ય જોઈ શકી છું."

"કહો, ત્યારે હું કેટલા દિવસનો મહેમાન છું?" મશ્કરીમાં એમણે પૂછ્યું.

"દશ દિવસ—આજથી. આ પછીના શનિવારે બપોરે તમે ને હું સાથે સ્વર્ગે સંચરશું."

"આટલું...બધું...?" ન માનતા હોય એમ દરબારે માથું ધૂણાવતા પૂછ્યું.

"હા. ખાતરી થતી નથી?"

"આટલી બધી વાત માન્યામાં કેમ આવે?"

"જોવું છે? ખાત્રી કરવી છે?" કાંઈક તપી જતાં માજી-રાજબા બોલ્યાં.

કોઈ બોલ્યું નહિ; ભયંકર શાન્તિ ફેલાઈ ગઈ, અને સતીના તેજમાં અંજાતા એ ચૂપ બેસી રહ્યા.

"જુઓ" કહેતાં સતીએ ગોઠણભર ઊભા થઈ પોતાના બન્ને હાથની મુઠીઓ વાળી સહેજ હાથ લંબાવ્યા, અને જેવી એકદમ મુઠીઓ ઉઘડી કે દશે આંગળીએ ભડભડ દીવા બળતા દેખાયા.

દરબાર કંપી ઉઠ્યા. જેમ પવનથી વૃક્ષ ધ્રૂજી ઊઠે એમ દરબારનું કાળજું થડકી હાલ્યું, એમનાથી ચીસ પડાઈ ગઈ "સતી......" અને એ અવાજ ભયંકર શાન્તિમાં સન્નાટો બોલાવી વાતાવરણમાં ભળી ગયો.

"હા," અને ત્રણે શરીરો કંપી ઊઠયાં. દરબારનું શરીર પ્રભાવમાં કંપતુ હતું, સતીનું શરીર સત્ ચઢવાથી કંપતું હતું અને પુત્ર માધવસંગની દેહલતા બીકમાં ધ્રૂજી ઊઠી હતી.

૨

દિવસો પર દિવસો વીત્યા, ને આખા ગામમાં વાયુ વેગે વાત પ્રસરી ગઈ. બહાને બહાને સહુ મળવા આવે, ને એ વાતોની ચર્ચા ચલાવે. ડેલીએ સહુ કસુંબા પીવા એકઠા થતા અને જાણે એ દિવસે પોતે મરવાના જ હોય એમ બધાને દરબાર કસુંબા પાતા, મીઠાઈ જમાડી ડુંગો કરાવતા અને જમવા માટે આગ્રહ કરી હંમેશાં ઘણાને

સાથે ભાણે બેસાડતા. આખું ગામ હિલોળે ચઢ્યું હતું, અને એ દિવસે શું થાય છે તે જોવા સહુ આતુર બન્યું હતું. ભાલના આસપાસનાં એ ગામડાંઓમાં પણ આ વાતે પોતાનું પ્રાબલ્ય ફેલાવ્યું હતું.

સૂર્યનારાયણ ઊગ્યા ને આથમ્યા; એમ આઠ નવ દિવસની ઘટમાળ ચાલ્યા કરી, ને છેવટે શનિવાર આવી પહોંચ્યો. આજે કોઈ બીજા જ સ્વરૂપમાં સૂર્યનારાયણ પધાર્યા હોય એમ સહુને લાગ્યું.

દરબાર ડેલીએ બેઠા હતા. કસુંબા પાણીમાં આખા ગામના ભાયાતો તરબોળ થઈ જઈ નશે ચઢ્યા હતા, તેવે વખતે માણી રાજબા માથે મોડીઓ અને ચૂંદડી મૂકી, હાથમાં કંકુની થાળી લઈ ગામના ઘેરેઘેર થાપા દેવા નીકળ્યાં. ગામની એ મા આજે સાચે જ આખા ગામના રખોપા સ્વરૂપ થાપા દઈ સહુને પોતાનું 'મા' તરીકેનું બિરુદ સત્ય કરી દેખાડવા બહાર નીકળ્યાં. એમના તરફ કોઈ ઊંચી આંખ કરી શકતું નહિ. એમની આંખમાંથી ફૂટતી તેજની શેડો માણસથી ઝીલાતી નહિ. ભાલમાં ઝગહળી રહેલું સતીત્વ અને તેનો પ્રભાવ આખા ગામને નમાવી દેતાં. સતીએ કંકુની થાળીમાં પંજા બોળી ઓરડે થાપા દીધા ને 'જે અંબે...'ની બૂમ પડી. ડેલીએથી સહુ વીખરાયું. બાઈએ ડેલીએ થાપા દીધા, અને શેરીએ શેરીએ દરેક ડેલીએ થાપા દેવા માંડ્યા. સતી ચાલતાં ચાલતાં પોતાના એક કુટુંબીની ડેલીએ આવ્યા. આ વખતે સહુ ભાયાતો ડેલીમાં અફીણના નશામાં આડે પડખે લાંબા થઈને સૂતા હતા. કોઈ એકે આગળ જઈ કહ્યું: "બાપુ, ઊઠો, સતી મા આવે છે."

"હવે ભાળ્યાં સતી! નહિ જોયા હોય તો સતી?" કહી એણે પાસે પડેલી પછેડી પહોળી કરી માથે ઓઢીને ઊંઘવા માંડ્યું.

સતીએ એ મર્મ વાક્ય કાનોકાન સાંભળ્યું. એણે તરત જ પાછાં પગલાં માડ્યાં.

"મા થાપા નથી દેવા?" આજીજી કરતાં એકે પૂછ્યું.

"ક્યાં?"

"આ ડેલીએ," એકે હાથ લાંબો કરી ડેલી બતાવી.

"શા માટે?" કાંઈક આશ્ચર્યમાં પૂછ્યું.

"રક્ષણ માટે. સતી માતા!"

"કોનું રખોપું? ડેલીનું કે અંદરના માણસોનું?" તિરસ્કાર યુક્ત હસતાં એમણે કડકાઈથી ઉચ્ચાર્યું.

"મા, બધાનું."

"ડેલીમાં બેસનાર તો કોઈ રહેનાર નથી, પછી રક્ષણ કોનું કરવું છે?" સતી ભવિષ્ય બોલ્યાં.

સાંભળતાં સહુ ધ્રૂજી ઊઠ્યું: "મા, છોરુ ઉપર કોપ ન હોય. છોરુ કછોરુ થાય, માવતર કુમાવતર કદી સાંભળેલાં!"

"મા દયા કરો," બીજો બોલ્યો.

"હું શું કરું? એમનું ભવિષ્ય એમને ભુલવાડે છે. એમનો કાળ એમને દોરે છે ત્યાં હું શું કરું?" કહી સતી તો તરત જ પાછાં વળી ગયાં. સહુ એકબીજાની સામે જોઈ રહ્યાં. માના સતની સહુને ખાતરી થઈ ગઈ હતી.

૩

મધ્યાહ્ન તપ્યો. જગત્ નારાયણ પોતાના રથને થંભાવી સતીનાં દર્શન કરવા રોકાઈ ગયા, ને માએ દરબારને બોલાવ્યા. પોતાને કપાળે આડ અને ચોખા, માથે ચૂંદડી ને મોડીઓ, અને સતીત્વથી દીપી ઊઠેલાં એ સતીએ પવિત્ર ગાયના છાણથી લીંપણ કર્યું. દરબારને સાથરે સુવાડ્યા, અને એમના માથાને ખોળામાં લઈ, પ્રભુની પ્રાર્થના કરી, અને જાણે કોઈને સામે ઊભેલા જોઈ પૂછ્યું: "આવ્યા?"

અને તરત જ એમણે પોતાના પતિનું મુખદર્શન કર્યું, ઊઠીને પગની રજ માથે ચઢાવી અને ધીમેથી માથું ખોળામાં લીધું. પાસે પડેલું ગંગાજળ દરબારને પાયું, ને પાસે ઊભેલા પોતાના પુત્રને માથે હાથ મૂકી આશીર્વાદ આપી દરબાર તરફ દષ્ટિ ફેરવી અને કહ્યું: "દરબાર! રામ રામ!"

"રા...મ...રા......મ......"

પૂરું બોલાય તે પહેલાં સાજા નરવા દરબારના દેહમાંથી ચૈતન્ય વિદાય થઈ ગયું. સહુ જોઈ રહ્યું ને સતીનો દેહ કંપી ઊઠ્યો, અને સાથે તરત જ 'સતી માનો જય'નો ધ્વનિ પણ ગાજી ઊઠ્યો.

આખું કુટુંબ એકઠું થઈ ગયેલું. એ બધા આશ્ચર્યમાં જોઈ રહ્યાં. સતીના સત આગળ સહુએ માથાં નમાવ્યાં ને સતીએ સહુને આશીર્વાદ આપ્યા. તરત જ ગામ બહાર 'જે અંબે' 'સતી માનો જય' વગેરે અવાજો સહિત સહુ આવ્યાં અને એક જ ચિતા ઉપર પોતે દરબારના શબને પોતાના ખોળામાં લઈ સતી બેઠાં.

"માધવસંગ..."

"મા..."

માધવસંગે પાસે આવી માથું નમાવ્યું.

માએ આશીર્વાદ આપ્યા અને પોતાના બન્ને હાથ સૂર્યનારાયણ સામે ઊંચા કરી જોડ્યા. સહુ જોઈ રહ્યું. વાતાવરણને ભયંકર બનાવતી નીરવ શાન્તિ ચોતરફ ફેલાઈ રહી હતી.

'જે અંબે' કહી એમણે પોતાનો જમણો પગ સહેજ ખસેડ્યો, અંગુઠો ઊઘાડો કર્યો અને તરત જ અગ્નિની જ્વાળા પ્રગટ થઈ.

'જે અંબે!' કહી લોકોએ જયધ્વનિ કર્યો, ને માતાનો અવાજ ઝીલી લીધો.

થોડી વારમાં અગ્નિ ચોતરફ પ્રસરી ગયો, અને લબકારા કરતી અગ્નિજ્વાળાઓએ આખા અંગને ચાટતી હોય એમ દેહને ઘેરી લીધો. એક પણ ભયનો અવાજ કે દુઃખની ચિચિયારી વગર પરમ શાન્તિથી સતીએ પોતાનું શરીર અર્પી દીધું.

માણસો 'સતી માતાનો જય' 'જે અંબે' વગેરે અવાજો અને ઢોલ ત્રાંસાના નાદથી ગગનને ગજવતા ઘર તરફ પાછાં ફર્યાં. સૂર્યનારાયણ પણ સતીનાં દર્શન કરવા રોકાઈ જવાથી મોડું થવાની ભીતિએ અસ્તાચળ પ્રતિ ઉતાવળે પોતાનો રથ હાંકી ગયા અને સતીમાની વાતો કરતી જનમેદની વીખરાઈ.

એંસી વર્ષ પહેલાંની આ વાત હજુયે કમાલપુરનો દરેક માણસ કહી શકે છે. અને એની સાબિતી રૂપે કમાલપુરથી દક્ષિણ દિશામાં ખેતરની પાસે આ સતીમાનો પાળિયો હજુયે મોજૂદ છે.

# ૮ . . . . . . . . બદલાની કિંમત

"કેમ, સુરસંગભાઈ ગામ જાવ છો?" દુકાનને ઓટલે બેઠા બેઠા દાતણ કરતા હીરા શેઠે પાસે થઈને જતા, ફૂટતી મૂછોની મોસરીના યુવાન રજપૂત સુરસંગે પૂછ્યું.

"હીરાશેઠ, જરા હટાણે જવું છે," કહી સુરસંગે ઊભા રહી શેઠની બાજુમાં પડેલી બીડી ઉપાડી ને સળગાવીને પીવા માંડી.

"ઊભા રહેજો, આ એક ચિઠ્ઠી લેતા જવાની છે," કહી હીરાશેઠ ઊઠ્યા, ઇસ્કોતરામાંથી કાગળ કાઢી લખ્યો ને ગુંદરથી ચોડેલી ચપતરી સુરસંગને આપી.

સુરસંગે ચિઠ્ઠી લઈ માથામાં ખોસી, અને લાકડીને ખભે નાખીને ચાલી નીકળ્યો. પાંચ છ ગાઉનો પંથ કરી સુરસંગ બપોર પહેલાં ભાવનગરની બજારમાં ખડો થઈ ગયો. રૂની મોસમ એટલે જરૂરી કાગળ હશે એમ ધારી સુરસંગે શરાફની દુકાન શોધી ચિઠ્ઠી આપી. ગાદી ઉપર પડ્યા પડ્યા હાંફતા જાડા શેઠે ચિઠ્ઠી વાંચીને કહ્યું: "દરબાર છો?"

"ના રજપૂત છું," કહી સુરસંગ ઊભો થયો.

"નથી ઓળખતા ? હીરાશેઠના રૂપિયા વારંવાર લઈ જાય છે. માણસ ખાનદાન છે," પાસે બેઠા બેઠા નામું લખતા ગુમાસ્તાએ ચોપડામાંથી આંખ ઊંચી કરી અને રજપૂત સામે જોઈ શેઠને કહ્યું.

"વળતા જાવ ત્યારે અહીં થઈને જજો," કહી શેઠે ચિઠ્ઠી ગુમાસ્તા તરફ ફેંકી, ને રજપૂત પાણી પીને હટાણું કરવા બજારે ચાલ્યો ગયો.

સાંજના નમતા પહોરે સુરસંગ પોતાના ગામ તરફ વળવા તૈયાર થયો. હીરાશેઠની ચિઠ્ઠીનો જવાબ લઈ જવાનું એને યાદ આવ્યું, ને એ શરાફ બજારમાં આવ્યો. શેઠ અને ગુમાસ્તાને ખરીદ ચાલતી હોવાથી ધમાલમાં પડેલા જોયા, પણ કાગળ તૈયાર હશે એમ ધારી એણે ગુમાસ્તા પાસે ચિઠ્ઠી માગી.

"ઊભા રહો. હમણાં જરા લખી દઉં છું," કહી એણે ચિઠ્ઠી લખવા માંડી.

"ભાઈ, આઠ પીચર મંદા. કેમ શું વિચાર છે ?" ફટક દલાલે આવી ઓર્ડર માગ્યો.

"કાંઈ આડતિયાનો જવાબ નથી," કહી શેઠ હાજર રૂના ધોકણા ખરીદવામાં પડ્યા હતા તે ઊભા થયા. સોદો બંધ રહ્યો. સામે બેઠેલા રજપૂત સામે જોયું ને બોલ્યા સિવાય સટ્ટા બજારે ગયા.

ગુમાસ્તાએ ચિઠ્ઠી લખી, ને તિજોરીનું બારણું ઊઘાડી રૂપિયા ગણવા માંડ્યા.

"ભાઈ, લાવોને કાગળ, મારે મોડું થાય છે."

"થાય છે. ઉતાવળ શી છે ? દરબાર, પરણ્યા છો ?"

રજપૂત હસ્યોઃ "મારે હજુ પાંચ છ ગાઉ ભોં કાપવી છે."

"અરે, મરદ જેવા મરદ થઈને અંધારાથી બીઓ છો. !"

રજપૂત ચૂપ થઈ ગયો. પોતાના શૌર્યને સરી જતું અટકાવવા એણે આગ્રહ મૂકી દીધો, અને રાહ જોઈ ગુપચુપ બેઠો.

"એલા, ચા લાવ," બહાર બેઠેલા મજૂરને ગુમાસ્તાએ હાક મારી, ને સામેની હોટેલમાંથી છોકરો બે કપ ચા મૂકી ગયો.

રજપૂત અને ગુમાસ્તાએ ચા પીધી. સુરસંગે બીડી સળગાવી પીવા માંડી. એટલામાં સહેજે અર્ધો કલાક નીકળી ગયો. ગુમાસ્તાએ રૂપિયા ગણી લીધા ને રજપૂત સામે ધર્યા: "દરબાર, આટલું જરા લઈ જવાનું છે."

"રૂપિયા?"

"હા. પાંચસેં જ છે."

"ના. વખત બારીક છે. મારું ઘર ખમે એવું નથી."

"અમારે જોખમે. ભાઈ, તમારે હીરખીર. તમારું માથું જશે ત્યારે અમારા રૂપિયા જાય એવું છે ને?" વાણિયે માથા સાટે રૂપિયાને જોખમમાં મૂકયા.

પોતાની મર્દાનગીના કેફમાં મ્હાલતા યુવાન રજપૂતને વધારે ખેંચ કરતાં પોતાનું બીકણપણું દેખાવાની ધાસ્તી લાગી. હીરાશેઠ સાથેનો સંબંધ યાદ આવ્યો. શેઠની ચાએ અજબ કામ કર્યું. રજપૂતે રૂપિયા ગણી ફાંટે બાંધ્યા, ને ફાળિયાને ભેટમાં નાખી કેડ બાંધી ઊભો થયો.

રજપૂતે દુકાનનાં પગથિયાં ઊતરી આકાશ સામે જોયું. દિ' હજી રાશવા હતો.

૨

ત્રણેક ગાઉ જતાં તો રુંઝું વેળા થઈ ગઈ. ચોમેર ઊતરતા અંધારામાં ધૂળની ડમરી ઊડતી હોય એમ પડ બંધાયાં, ને લાંબે સુધી જતી નજરની, કાળાશ ભેદવાની તાકાત ઓછી થતી ગઈ.

સંપેતરાનું જોખમ ખેડતો રજપૂત પૂરપાટ ધસ્યે જતો હતો અને તેના ફુદડીઓવાળા જોડા ખારની રફાવાળી જમીનમાં ઘોડાના દાબડા પેઠે ખચખચ ખૂંચી જતા. તેનાથી ઊડતી ધૂળ પાછળ વંટોળિયા પેઠે ઓથું કરતી.

પોતાના ઘેર જલદી પહોંચી હીરાશેઠના રૂપિયા સહીસલામત પહોંચાડવાની તાલાવેલીવાળો યુવાન આજુબાજુ જોયા સિવાય પોતાના રસ્તે ઊંધું ઘાલી ચાલતો. રસ્તો બિહામણો હતો. લૂંટારાઓની બો હતી. એટલે જલદી આટલું વેળું પસાર થઈ જાય તો પછી વાંધો નથી, એ વિચારે એ ખેતર સોંસરવો કેડે ચડ્યો, ને ખેતરની પાળી ઓળંગી વાડને ઓથે આવ્યો, ત્યાં માથોડા ઢંક વાડની ઓથે બેઠેલા ત્રણચાર સંધીઓ આવી આડા ઊભા રહ્યા. કાળી દાઢી, કાળા ઝભ્ભા ને ફેંટા પણ કાળા બાંધી અંધારી રાતમાં ભૂત જેવા દેખાતા આ કાળ જેવા લૂંટારાએ રજપૂતનો માર્ગ આંતર્યો. રજપૂત થંભી ગયો. એણે પડકાર કર્યો: "અલ્યા કોણ આદમી ?"

"તારા બાપ," કહી સંધીએ પડકાર્યો, "મૂકી દે હોય ઈ."

રજપૂતે સાંભળ્યું ન સાંભળ્યું કર્યું અને જાણે એની દરકાર ન કરતો હોય એમ આગળ વધ્યો.

એક સંધીએ આગળ વધી ચાલ્યા જતા રજપૂતનું બાવડું ઝાલ્યું. એના માંસલ બાહુઓનો વિશાલ પંજો કોઈ વજ્રકડી પેઠે બાવડાની આસપાસ વીંટળાઈ વળ્યો. રજપૂતે તોરમાં ઝાટકો માર્યો, ને એકજ આંચકે બન્ને છૂટા થઈ ગયા. બન્નેને એકબીજાના જોરની ખાતરી થઈ ગઈ.

રજપૂત આગળ ચાલવા લાગ્યો.

બોકડાની કાંધ જેવી ગરદનવાળા સંધીએ લાકડી ઉગામી પાછળ હડી કાઢી. રજપૂતે ખરીદેલી ચીજોનું પોટલું વાડને ઓથે મૂકી દીધું,

કડિયાળી ડાંગ ઊંચી કરી, અને પોતાના માંસલ બાહુઓ ઉપર મદાર બાંધી એ સામો થઈ ગયો.

ને પછી તો લાકડીઓની રમઝટ જામી. સંધી બે હાથમાં ઘાલી લાકડી ઝીંકે ને રજપૂત ગલોટિયું ખાઈ પડી જાય, ને ઢીંચણ-ભર થઈ બે હાથે લાકડી ઝીંકે ને સંધીને પાડી દે. મારતો ને માર ખાતો રજપૂત સંપેતરાની ખાતર જીવસટોસટના યુદ્ધે ઊતરી પડયો. સંધીની લાકડીઓ ખાળતો, સામી ઝીંકતો, માર ખાતો, પડતો આખડતો રજપૂત ઘાના સોળથી સૂઝી ગયો, ફૂટથી લોહી નીકળવા લાગ્યું, એની આંખમાંથી અંગાર ઝર્યા, ને એણે ઊભા થઈ જઈ બે હાથમાં ગોળ ફેરવીને લાકડી ઝીંકી. સંધીનું માથે બાંધેલું શેલું ઊડી પડયું, ને ખોપરી શ્રીફળ પેઠે વધેરાઈ ગઈ. લોહીનો ફૂવારો ઊડયો. એ લોહીથી રજપૂત ભીંજાઈ ગયો.

મૃત્યુના સાટે પૈસા લૂંટવાના ઈરાદે સંધીઓ આવ્યા ન હતા, એકાદની લોથ જોતાં એ પેલી લોથને ખંભે નાખી ભાગ્યા. જીવનની છેલ્લી હોડ સમો રજપૂતનો છેલ્લો ઘા સંજ્જડ પડયો હતો. સંધીઓ નાહિંમત બની ગયા અને ભાગ્યા. પાછળ ઊડતી ધૂળે ક્રોધમાં બેફામ બનાવેલા રજપૂત વચ્ચે ઓથું આણ્યું. રજપૂતે પાછળ દોડી મશ્કરીમાં હાક મારી: "ઊભા રહો, ઊભા રહો. આ રૂપિયા લેતા જાવ."

ને એના પડછંદા ચોમેર વેરાઈ ગયા.

રજપૂતે વાડની ઓથેથી પોતાનું પોટલું લીધું, પછેડી કાઢી એના ચીરા કર્યા, અને આખે શરીરે થયેલી ફૂટ ઉપર કચકચાવીને પાટા બાંધ્યા; અને હાથમાં લાકડી લઈ, શૂરાતનના જોરમાં ઝપાટા-ભેર પગ ઊપાડયા.

જળ જંપી ગયા વેળા થઈ હતી. ગામમાં પેસતાં રજપૂતે સોપો પડી ગયેલો જોયો. છતાંય વાણિયાને બારે જઈ ઘાયલ રજપૂતે ખડકી

ખખડાવી. આંગળિયા ભેર રાખેલી ખડકી ઊઘડી ગઈ ને રજપૂત અંદર ગયો. એરંડિયાનો દીવો કરી નામું લખતા હીરાશેઠે સુરસંગને લોહિયાળો જોયો. એ સ્તબ્ધ બની ગયો. પવનના સપાટે દીવો કંપી ઊઠયો. સાથોસાથ વાણીઓ ભયથી ધ્રૂજી ઊઠયો.

"આ તમારા રૂપિયા ને આ કાગળ," રજપૂતે ભેટ છોડી કોથળી પછાડી, ને ગજવામાંથી ચિઠ્ઠી કાઢીને આપી. શેઠ બોલી શકયા નહિ. એ તો વિચારવાયા પેઠે સૂનકાર બની ગયા હતા.

રજપૂત ખડકી બંધ કરી, ગૌરવભર્યા મોઢે ચાલ્યો ગયો. અહેશાનમાં દબાયેલ શેઠ પાછળ જોઈ રહ્યા.

શેઠના હૈયામાં માણસાઈ હતી. એણે બીજા દિવસથી જ પડદે પડેલા ગરીબ રજપૂતને શેરો બનાવી ખવરાવવા માંડયો. પંદરેક દિવસમાં હળદર અને મીઠાના પાટાએ ઘાથી જામી ગયેલું લોહી વાએરી નાખ્યું, હાડકા ઉપર થતું કળતર બંધ પડયું, ઘા રૂઝાયા ને ધીધીં નવું જોર મેળવી રજપૂત ઊઠયો; માથે પાણી નાખ્યું ને શેઠે મજલીનની એક પાઘડી બંધાવી. રજપૂતે કહ્યું; "શેઠ ન હોય. તમારી વળી પાઘડી લેવાય?"

"એમાં શું! મારા રૂપિયા તો ગયા જ હતા ને? આમાં શું આપી વળું છું?"

૩

"રૂપૈયા દઈ દે રૂપૈયા! તારા બાપનો ગોઘલો નો'તો. લાવ ઝટ રૂપૈયા, ને લાવ વાળુ," ફળિયામાં ઊભેલા સંધીએ સુરસંગને ગાળો દેવા માંડી.

"બેલી, આપું છું, પણ આટલી ઉતાવળ શી છે? વાળુ તો કરો." સુરસંગે રૂપિયા નહિ હોવાથી ઓશિયાળા બની કરગરવા માંડયું.

"મારે જાવું છે. ઝટ કર. લાવ રૂપૈયા."

"બેલી, અડવાડિયા પછી આવો તો........"

"મારે તો અટાણે જ જોઈએ. લેવા આવ્યો તારે તો મોટો રાંસાંગો થઈને આવ્યો તો ! મારે તો મૂંઝડો જોઈ, મારે તો માંકડો જોઈ. ને રૂપૈયા દેતી વખતે અટાણે નથી. મારે તો નહિ હાલે, લાવ રૂપૈયા," સંધી અડીંગો નાખીને બેઠો.

સુરસંગ ગરીબ રજપૂત હતો. બાપનું અપાર દેવું એણે મહાં-મુસીબતે ઓછું કરવા માંડયું હતું. વાણિયાના સવાયાના સવાયા ભરીભરીને એ થાકયો હતો, છતાંય દેવું તો એટલું ને એટલું જ રહેતું. ઉપજનીપજ શેઠ લઈ જતા. બળદ મરી ગયો એટલે નવો ન લે તો ખેડ ભાંગી જાય. દરબાર ખેતર આંચકી લે. મૂંઝાયેલા સુરસંગે સંધીનો બળદ કાંધે લીધો હતો. પણ અત્યારે કાંધું ભરવા જેટલુંય સુરસંગ પાસે કાંઈ ન હતું. સવાસો રૂપિયા એને કાંધાના અને વિઘોટી-ના ભરવાના હતા. થાણદાર પણ વિઘોટી માટે ઉતાવળ કરતો. 'નહિ ભર તો ખેતર વેચી નાખીશ,' એ ડારો તો હંમેશાં સુરસંગ સાંભળતો.

ગભરાઈ ગયેલો સુરસંગ ઊગતી જુવાનીમાં જ ચિંતાથી લદાયેલો હોવાથી કાંઈક વહેવારુ બન્યો હતો. એણે શેઠના ઘર તરફ પોતાના પગ ઉપાડયા, અને સંધી વાળુ કરવા બેઠો.

અંધારામાં લપાતા છૂપાતા સુરસંગે શરમાતાં શરમાતાં હીરા શેઠની ખડકી ખખડાવી, ને આજે પણ આગળા ભેર રાખેલી ખડકી ઊઘડી ગઈ. શેઠ ખાટલા ઉપર બેઠા હતા. સુરસંગે આવી રામ રામ કર્યા અને ઓસરીની કોરે બેઠો.

"શેઠ, એક કામ પડયું છે."

"શું છે ભાઈ?" હોકાની નેહમાંથી ધૂમાડાનો દમ ખેંચતાં શેઠે પૂછ્યું.

"થોડાક રૂપિયા જોઈએ છે."

"કેટલાક !"

"સો, સવાસો."

શેઠને સુરસંગની ગરીબાઈની ખબર હતી. થાણુદારનો તગાદો એણે સાંભળ્યો હતો. ગામના શેઠના દેણાની એને માહિતી હતી. કરજવાન સુરસંગને એક પાઈ પણ ધીરવી એટલે પૈસા મુઠ્ઠી ભરીને ફેંકી દેવા જેવું, એમને તરત જ ગણુતરીમાં આવી ગયું હતું.

"ભાઈ, રૂપિયા તો નથી."

"પણ મારે સંધીનું કાંધું ભરવું છે. થાણુદારને વિઘોટી ભરવી છે."

"પણ હું શું કરું ?"

"કાંઈ નહિ તો આ સંધીને તો ઊઠાડો. તમારો આશરો પડ્યો એટલે આવ્યો છું."

"હા. પણ અમારે કાંઈ મફત થોડું જ થાય છે. કાળીઆંતરે મહેનત કરીએ છીએ ત્યારે પૈસા આવે છે. ભાઈ !"

"શેઠ, હું સવાયા આપીશ. તમારા રૂપિયા દુધમાં ધોઈ ને આપીશ.'

"પણ લેવા કયા ઝાડથી ? ઓલ્યો ખળામાંથી જ બધું ઉપાડી જાય છે, એટલે અમારે તો ચોપડા ચીતરવા સિવાય બીજું શું આવવાનું ?'

"મારી જમીન તો છે ને ?"

"હા. તેય થાણુદાર હરરાજ કરવાનો છે."

"તો શેઠ ! મારો બળદ આવીને તમારે ખીલે બાંધી જઈશ." છેલ્લો છેલ્લો ઉપાય અજમાવતો રજપૂત નીચું જોઈ બોલ્યો.

"બળદ તો સંધી હમણાં જ કાંધું નહિ ભરો એટલે છોડી જવાનો," કટાણું મોં કરી શેઠે જવાબ વાળ્યો.

સુરસંગને પોતાની ગરીબાઈની ગણુતરી ગણુતા શેઠ તરફ ગુસ્સો આવ્યો. પણ ગરજવાન રજપૂત ક્રોધના ઘૂંટડાને ગળે ઊતારી ગયો,

અપમાન સહન કરી ગયો, અને ધીમેથી પગ ઉપર હાથ ફેરવતો બોલ્યો: "શેઠ! હજુ આ ઘાના ચાઠાં દેખાય છે."

ઓસરીની કોરે ઊભેલી શેઠાણીને ભૂતકાળ યાદ આવ્યો, એનું દયાળુ અંતઃકરણ દ્રવ્યું. એણે આગળ આવીને કહ્યું: "શેઠ, એ બિચારાએ આપણા રૂપિયા માટે તે દિ ઓછો માર ખાધો'તો?"

"તે આપણે ક્યાં એને રૂપિયા લાવવાનું કહ્યું હતું."

"પણ લાવ્યો એનો કાંઈ ગુનો? બિચારો લાવ્યો, માર ખાધો ત્યારે ઉપરથી આ જશ. બોલ્યા લઈ ગયા હોત તો એમની પાસેથી શું લેત? તો કેમ આંખો ચોળીને બેસી રહેત? બિચારાને તે દિ'યે તમે શું આપી વળ્યા હતા?"

"પણ આપણા નસીબમાં હોય એ જાય કેમ? એને આપવામાં તો એને માથે પાણી નાખ્યું તે દિ' મજલીન બંધાવ્યું હતું. અને અધમણ ઘીનો શીરો આપણે ક્યાં એને નહોતો ખવરાવ્યો?" મોં ફેરવી લેતા શેઠ ખાટલેથી ઊઠી ઓરડામાં ચાલ્યા ગયા.

ઓશરીની કોરેથી રજપૂત ઊઠીને ચાલતો થઈ ગયો. ખડકી બંધ કરી દુઃખી ચહેરે એણે ચાલવા માંડયું. વર્ષો પહેલાંની એ રાતનું એનું ગૌરવ ભર્યું મુખ અને આજનો ઓશિયાળો દુઃખી ચહેરો—બન્ને રાત્રીના સાક્ષી રહ્યાં.

ખડકીનો અવાજ જાણે શેઠના અને સમાજના વર્તન ઉપર હસતો હોય એમ ચોમેર ફેલાઈ ગયો.

# ૯. . . . . . . . . . ચાંડાળ

**આખા** શરીરે કોઢથી પીડાતો રાજા બિછાને પડયો પડયો કણસતો હતો. મોટા મોટા વૈદ્યો, હકીમો કે ડોકટરો એનો રોગ મટાડી શકતા ન હતા. મંત્ર તંત્ર કે જંત્રનું પ્રાબલ્ય રોગ નિવારી શક્યું નહિ. રાજા પીડાથી સોસાઈ ગયો. એનું શરીર અર્ધું થઈ ગયું. મુલાયમ રૂની રેશમી પથારી એને આરામ આપી શકી નહિ. કોઢમાંથી નીકળતી દુર્ગંધ અને એમાંથી વહેતું પરુ ચીતરી ચડાવતાં અને એથી કોઈ પણ માણસથી રાજા પાસે બેસી શકાતું નહિ. રાજા રોગથી કંટાળી ગયો હતો, અને રોગની ચિકિત્સા કરી એ રોગ મટાડવા કોઈ સમર્થ ન હતું. રાજવૈભવ પણ એને અકારો થઈ પડયો. એ વારંવાર કહેતો કે "રોગી રહીને રાજ્યસુખ ભોગવી શકાતા નથી, પણ નીરોગી શરીરે મજૂરી કરી પેટ ભરવું એ રાજ્ય-સુખ કરતાં હજાર દરજ્જે ઉત્તમ છે." રાજ્યકુટુંબીઓ પણ રાજાની સ્થિતિથી વ્યાકુળ રહેતા.

એક દિવસ રાજા કંટાળ્યો હતો. ઉનાળાના ધખધખતા તાપમાં એ ઊની લૂથી શેકાઈ જતો. ચો તરફ ટાંગેલી સુગંધી ટટ્ટીઓ એને શાન્તિ આપતી નહિ. એમાં સોંસરવો ચળાઈને આવતો પવન પણ એને ઊની લૂ જેવો દાહક લાગતો અને એનો દેહ બળું બળું થઈ જતો.

પથારી છોડી એ ચોતરફ દોડાદોડ કરવા લાગ્યો, એવામાં રાજ્ય-અનુચર એક બ્રાહ્મણને લઈને અંદર આવ્યો. એણે ઝૂકી ઝૂકીને મહારાજાને નમન કર્યું અને રાજા એના તરફ તાકીને જોઈ રહ્યો.

"બાપુ ! આ જોશી," જોશી તરફ આંગળી કરી એણે કહ્યું.

"તમે ? જો........................"

"જી, હા," જોશીએ માથું નમાવ્યું.

અને અનુચર બહાર ગયો.

મહારાજા પલંગ ઉપર બેઠા. સામે પડેલા બાજઠ ઉપર જોશી બિરાજ્યા, અને રાજા જોશી સામે ચકળવકળ આંખે જોઈ રહ્યા.

"બાપુ..............."

"આ મટશે ?" રાજાએ કોઢ તરફ જોયું. અંદરથી નીકળતા પરુથી એનો પિત્તો ઉછળ્યો. એ લવારીએ ચઢી જઈ પથારીમાં પટકાયો.

જોશી જોઈ રહ્યો. એણે પ્રશ્ન મૂક્યો, ગણિત ગણ્યું, આંગળીના વેઢા ઝપાટા પૂર ફેરવ્યા અને કહ્યું : "બાપુ!............"

રાજા પથારીમાં બેઠો થઈ ગયો. આશાના અંકુરો ઉપર ઝબકેલો રાજા, જોશી તરફ તાકયો. એના બિહામણા સ્વરૂપે જોશીને ડાર્યો અને સૂકલ હાડપિંજર જેવા દેહને આગળ ધરતાં પૂછ્યું: "શું ?"

"રોગ મટશે."

"મટશે ! હેં..................શું કહ્યું ?"

"મટશે, જરૂર મટશે."

"જરૂર! જરૂર! મટશે જરૂર!" રાજા પથારીમાંથી ઊઠી જોશી તરફ ધસ્યો–હર્ષથી.

"હા. જરૂર," જોશી જરા આઘો ખસ્યો–બીકથી.

"શી રીતે ?"

"ચાંડાળનું પાણી પીવો."

"ચાંડાળનું ? કેમ પીવાય ?" રાજા જરા પાછો ખસી ગયો. એને ધર્મ યાદ આવ્યો. એ લવારીએ ચઢયો: "ચાંડાળનું પાણી પીઉં ? દેહ વટલાવું ? ધર્મ તજું ? કુળને લાંછન આપું ? કેમ બને ?" રાજા પથારીમાં સૂઈ ગયો. વિચારવમળમાં ગૂંચવાયેલો રાજા બેશુદ્ધ બની પથારીમાં પડ્યો પડ્યો જેમ આવે તેમ લવારી કરવા લાગ્યો.

જોશી ઊઠીને ઘર તરફ વિદાય થયા.

બીજે દિવસે પીડા અસહ્ય થઈ પડી. રાજા અકળાયો. કોણ જાણવાનું છે, એમ વિચારી મનમાં દિલાસો લીધો. અંતઃકરણને સાન્ત્વન મળ્યું. અને એ દરેક જગ્યાએ પાટા બાંધી વેશબદલો કરી ગામથી થોડે દૂર છાનોમાનો–ચૂપચૂપ નીકળી ગયો. રોગની પીડાએ ધર્મ ઉપર વિજય મેળવ્યો અને રાજા, કુળ, ધર્મ, લાજનો વિચાર છોડી રોગ મટાડવા ગામ બહાર નીકળી ગયો.

તાપ વધતો જતો હતો, લૂ વાતી હતી, અને ધોમ ધખ્યો હતો, એટલે રાજા તૃષાથી આકુળવ્યાકુળ થવા મંડ્યો. એ મારતે ઘોડે સામેના ગામે જવા મથતો હતો. મુસાફરીનો થાક, શરીરની અશક્તિ, રોગની પીડા, પરુ સુકાવાથી ચામડી તણાય અને તેથી થતું અતુલ દર્દ, તરશથી વ્યાકુલ થતું શરીર અને ઊંડી ઊંડી આંખે આવતાં અંધારાને લીધે રાજા મહામુસીબતે ગામ ભેળો થયો. ગામને છેડે જ ઢેઢવાડો હતો. સાળોમાં થતા ફટાક ફટાક અવાજથી રાજા સમજ્યો કે નજીકમાં જ ઢેઢવાડો હશે. પણ ઢેઢવાડે જઈને પાણી પીતાં મન દુભાયું, જીવ અકળાયો, અને એણે ચાંડાળનું પાણી પીવાનું માંડી વાળ્યું. અસ્થિર મગજનો રાજા તરંગો ઉપર ઝૂલવા મંડ્યો. એનાથી તરસનું દુઃખ સહન થતું ન હતું. એ પાધરો ગામમાં પેઠો.

ગામમાં પેસતાં જ એક ચાંડાળનું ઘર આવ્યું, પણ ઘરધણી ચાંડાળનો ગોર હતો. ડોકમાં જનોઈ, આંગણામાં તુળશી કયારો, હાથમાં માળા, ને સૂકવેલું અબોટિયું જોઈ રાજા અટક્યો, બ્રાહ્મણનું ઘર ધાર્યું ને ઓશરીની કોરે પડેલો પાણીનો લોટો ઉપાડી રાજાએ પાણી પીવા માંડ્યું. પેલો તો પોતાના ધ્યાનમાં બેઠો બેઠો માળા ફેરવતો હતો. તેણે આ માણસને જોયો, પણ રાજાને ઓળખ્યો નહિ ને કોઈ ગાંડો ધાર્યો, પણ એનું મન દુભાયું. એ બોલી ઊઠ્યો: "અર...ર...ભાં... ઈ...! કેવા છો ?"

"કેમ ?" રાજાએ તોરમાં પૂછ્યું.

"આ પાણી પીવાય ?"

"તરસ લાગે ત્યારે બધુંય પીવાય. ગામનો ગધેડોય ન પીએ એ પાણી વટેમાર્ગુ પીએ," રાજાએ જવાબ આપ્યો.

"પણ તમે છો કેવા ?" પેલાએ કળકળતે અંતઃકરણે પૂછ્યું.

"કેમ પૂછ્યું ? ઊટકી દઉં છું," રાજાએ જાત છુપાવી.

"અરે, અમારું પાણી તો પીવાય જ નહિ. તમે કોઈ ઉચ્ચ વર્ણ લાગો છો. અમને અડકો તો પણ તમારે તો નહાવું પડે."

"હેં ...તમે...કેવા......" રાજા પૂછી ન શક્યો.

"અમે......હું......ગરોડો...છું......" દબાતા દબાતા એ બોલ્યો.

"હેં......" રાજા વ્યાકુળ ચિત્તે ફાટી આંખે એના તરફ જોઈ રહ્યો. એણે શુદ્ધિ ગુમાવી, પણ જરા વારમાં સ્વસ્થ થતાં બોલ્યો: "ત્યારે આ બધા ઢંગ તો બ્રાહ્મણનાં છે."

"હા, હું આગલે ભવ બ્રાહ્મણ હોઈશ. ધર્મ ટૂંકડો મૂક્યો હશે તે આ ભવે ઉદય થયો છે."

"ત્યારે તમે ચાંડાળ જ છો ?"

"હા."

રાજા વિમાસતો વિમાસતો રસ્તે પડ્યો. અજાણતાં ચાંડાળના ઘરનું પાણી પીવાઈ ગયું. પૂછ્યા પહેલાં પાણી પીધા પછી પશ્ચાત્તાપ કરવો નકામો ધારી, રાજા રોગ મટશે એમ ધારી ખુશી થતો પોતાને પંથે પડયો. સહજ મળે સો દૂધ બરોબર !

રાજા ઘડી ઘડી આગળ ચાલે ને ઊભો રહી પોતાના અંગ તરફ જુએ. પણ કોઈ ઠેકાણે કોઢ મટેલો કે પરુ બંધ થયેલું દેખાય જ નહિ. ઊલટું હાલવા ચાલવાથી દરેક ઠેકાણે ગદગદ્યું હતું અને પરુના રેલા નીતરતા હતા. રાજાનો ક્રોધ જેમ જેમ એ બધું જોતો જતો હતો તેમ તેમ વધતો જતો હતો.

"જૂઠો જોશી !" રાજાથી બોલાઈ જવાયું. અને એ આગળ ધર્યો.

વળી વિચારમાળા શરૂ થઈ: "મારો દેહ વટલાવ્યો, આટલું કષ્ટ સહન કર્યું તોય કોઢ તો ન મટ્યો. જોશીને મારી જ નાખવો પડશે. એ જોશીડે જૂઠું બોલી હદ વાળી. મારું કુળ બોળાવ્યું, ધર્મ તજાવ્યો, દેહ વટલાવ્યો, ને આટલી પીડા સહન કરાવી તે નકામાં. આવા જોશીને તો જૂઠું બોલવાની શિક્ષા આપવી જ જોઈએ." સંશયી રાજા જોશીમાં આસ્થા રાખી શક્યો નહિ.

મનમાં આવા વિચારોની પરંપરા રૂપ વિચારમાળાના મણકા ઝપાટાબંધ ફર્યે જતાં હતાં. અને ઘેર આવે તે પહેલાં તેણે દૂર ખેતરમાં એક ખેડૂતને હળ હાંકતો જોયો. રાજાનો કંઠ તૃષાથી સુકાતો હતો. તૃષાતુર રાજા એ તરફ મરડાયો. ખેતરને છીંડે થઈ એણે ખોડીબારામાં પગ મૂક્યો અને એટલામાં ખેડૂત હળ લઈ ઉથલ પૂરી કરી શેઢે આવ્યો.

"પાણી પાશો ?" રાજાએ દીન ભાવે યાચના કરી. એના ચહેરા ઉપર પશ્ચાત્તાપની છાયા છવાઈ હતી. મોઢા ઉપરનું તેજ નાશ પામ્યું હતું. કુરૂપ ચહેરો અને શરીરમાંથી ફેલાતી બદબોને લીધે રાજા પવનની હેડવાશ ગયો, જેથી ખેડૂતને ચિતરી ચઢી નહિ.

રાજા ઊભો રહ્યો. "લાવું છું," કહી ખેડૂતે બીજી ઉથલ શરૂ કરી. મૂડદાલ બળદ હતા, અને ચીંથરેહાલ ખેડૂત હતો. બળદ ચાલી શકતા ન હતા એટલે એ ખેડૂત વારંવાર પરોણાની આર ઘોંચી દેતો અને બળદની ચામડીમાંથી રહ્યું સહ્યું લોહી ટસિયા વાટે બહાર ફૂટી નીકળતું અને ધીમેથી જોર કરી બળદ આગળ ચાલતા.

રાજા ઊભો ઊભો બધું જોતો હતો; તેવામાં ખેડૂતે આર ઘોંચી દીધી; પણ એક બળદ અશકત હોવાથી નીચે બેસી ગયો. ખેડૂતે રાજાને બળદ ઊભો કરવા પોતાની પાસે બોલાવ્યો : "એલા અહીં આવજે," એણે હાથની ઇશારત સાથે બૂમ મારી રાજાને સાદ કર્યો. રાજા પાસે ગયો. બન્નેએ જોર કર્યું. ખેડૂતે બળદનું પૂછડું તાણ્યું અને ઊંચું કરીને બળદને ઊભો કર્યો. મહામહેનતે બળદ ઊભો થયો ને દાઝના માર્યા ખેડૂતે એ શક્તિહીન બળદને પૂંછડે આંબળો દીધો. બળદ ડગલુંય ન ખસ્યો, એટલે ગુસ્સામાં બળી ઊઠેલા ખેડૂતે ભાન ભૂલી જઈ બળદને પૂંછડે બચકું ભર્યું. એના તિક્ષ્ણ દાંતો જોરથી ચામડીમાં પેસી ગયા, અને લોહીનાં ટીપાં એના મોઢામાં ગયાં. રાજા કંપી ઊઠયો: "નરરાક્ષસ!"

રાજા ત્યાં થંભ્યો ને વળતી ઉથલે ખેડૂત પાણીથી ભરેલી બતક સાથે લેતો આવ્યો. ઉપરથી લૂગડાનો દાટો કાઢી નાખીને રાજાને પાણી પીવા હાથનો ખોબો કરવા કહ્યું: "લે, ખોબો ધર."

"કેમ, મોઢે માંડવા દેને! મને ખોબો ધરતા નહિ ફાવે."

"ના રે, હું તો બ્રાહ્મણ છું," ગૌરવ ભર્યા શબ્દો એ ઉચ્ચર્યો.

"બ્રાહ્મણ ! તું......" રાજાની આંખો અચંબામાં ફાટી રહી.

"હા, હા. બ્રાહ્મણ છું, બ્રાહ્મણ! જોતો નથી આ જનોઈ!" કહી રાંઢવા જેવા ત્રણ ત્રાગડા એણે પોતાની ડોકમાં દેખાડચાં.

રાજા કમકમી ઊઠ્યો: 'આ બ્રાહ્મણ ! આ તેના આચાર !'

રાજાએ પાણી પીધું અને રસ્તે પડ્યો.

થોડી વારમાં રાજા દૂર જઈ એક ઝાડ નીચે બેઠો. દર્દ ઓછું થયું હોવાથી અને થાકથી અશક્ત બનેલો હોવાથી એ ઝાડ નીચે લાંબો થઈને સૂતો. થાક, જંગલનો પવન અને દર્દની શાન્તિને લીધે રાજા નિદ્રાને ખોળે ઢળી પડ્યો. મુલાયમ રેશમી પથારીઓમાં જે રાજાને ઊંઘ નહોતી આવતી, તે રાજાને ધૂળમાં ખાડા ટેકરા જેવી ખરબચડી ભૂમિમાં નિદ્રા આવી ગઈ અને તેણે ઘસઘસાટ ઊંઘ તાણી.

રાત્રિ થઈ; સૂર્ય અસ્તાચળ પછવાડે ડૂબી ગયો હતો, અને ચંદ્ર પૂર્વ દિશામાંથી અમૃતની ઝડીઓ વરસાવતો દોડ્યો આવતો હતો. પૂર્ણિમાનો ચંદ્ર સોળે કળાએ પ્રફુલ્લિત થયો હતો. રાજા જાગ્યો. શરીરે જુએ તો તદ્દન આરામ. કોઢનું ચાઠુંય ન મળે, કે ન મળે એનું નામ નિશાન. તેનો ચહેરો પૂર્ણિમાના ચંદ્રની પેઠે પ્રફુલ્લિત બન્યો, રાજતેજ એના ચહેરા ઉપર ફૂટી નીકળ્યું, અને કલંકી ચંદ્ર ને નિષ્કલંકી રાજવીના મુખચંદ્ર વચ્ચે હરીફાઈ ચાલી. દેવ અને મનુષ્યની હરીફાઈમાં કોણ ચડે !

રાજા વિમાસી રહ્યો, ઘેર આવ્યો, પણ બેફામ હતો. રોગ ન હતો, પણ વિચારગ્રસ્ત હતો. એણે જોશીને તરત જ બોલાવી મંગાવ્યો.

"જોશી !"

"જી," કાંઈ પણ ભય વગર જોશીએ જવાબ આપ્યો.

"તમારું કહેવું ખોટું પડ્યું," સાલ ઓઢીને પોતાનું શરીર

ઢાંકી રાજા લોથપોથ બનીને બેઠો હતો. ચોતરફ ધૂપના કડછાઓમાંથી સુગંધ પ્રસરી રહી હતી.

" મારા કહેવા પ્રમાણે કર્યું ? "

" હા, " રાજાએ મક્કમતાથી મૂછમાં હસતાં કહ્યું.

" અને ન મટ્યું ? " શંકાશીલ સ્વરે જોશીએ પૂછ્યું.

" ના, એથી ન મટ્યું. "

" અરે, ન મટે તો મારાં બધાં જ્યોતિષ-ગ્રંથો પાણીમાં ફેંકી દઉં. એની પછવાડે જીવ આપું. રાજા ! મારી વિદ્યા ખોટી ન હોય," ઉશ્કેરાઈ ગયેલો જોશી રાડ પાડી બરાડ્યો.

" જોશી ! ત્યારે ચાંડાળના ઘરનું પાણી પીવાથી ન મટ્યું તે બ્રાહ્મણના ઘરના પાણીથી મટ્યું."

" મહારાજા ! બ્રાહ્મણ નહિ હોય; એ ચાંડાળ હશે. "

" ના રે, મેં મારી જાતે, મારી સગી આંખે એની ડોકમાં જનોઈ જોઈ હતી. "

" પણ એનું કર્તવ્ય, એનો આચાર કેવો હતો ? "

" એનો આચાર તો હતો ચાંડાળ જેવો, " રાજાએ સહેજ હેબતાઈ જતાં કબૂલ્યું.

" થયું ત્યારે ! કાંઈ ચાંડાળ એક જ જાતના હોય છે ?" સંતોષની લાગણીથી જોશી બોલ્યા.

" ત્યારે ? " આતુર દૃષ્ટિથી રાજા જોઈ રહ્યો.

" બે જાતના: એક જાતિ–ચાંડાળ, બીજો કર્મ–ચાંડાળ," મક્કમતાથી જોશી ઉચ્ચર્યા.

રાજા સ્તબ્ધ બની ગયો. એ જોશી સામે જોઈ રહ્યો. એણે પોતાની બધી વાત જોશીને કહી.

જોશી હસ્યા: " રાજા ! ચાંડાળનું પાણી પીધું તેના આચાર બ્રાહ્મણના હતા, અને બ્રાહ્મણનું પાણી પીધું તેના આચાર હતા ચાંડાળના. પેલો જાતિચાંડાળ હતો, આ કર્મચાંડાળ હતો. પણ મહારાજા ! આના કરતાં વધારે મોટો ચાંડાળ તો આ ગામમાં જ શોધ્યો હોત તો આપને વગર મુસીબતે મળી જાત."

" એ કોણ ? "

" જ્ઞાતિનો પટેલ."

" હેં...! " રાજાથી બૂમ પડાઈ ગઈ.

" હા. દરેક જ્ઞાતિનો પટેલ ચાંડાળ કરતાં પણ બેત હોય છે; એનાં કર્તવ્યો ચાંડાળથી પણ વધારે તિરસ્કારને પાત્ર હોય છે."

" જોશી ! ખરા ચાંડાળ તો હું અને પેલો બ્રાહ્મણ છીએ. મારો રોગ તો ગરોડા જેવા પવિત્ર માણસના સંપર્ક માત્રથી જ મટી ગયો છે." રાજા શાલ ખસેડી, આવીને જોશીના પગમાં પડ્યો :" જીવનદાતા !'

" અન્નદાતા ! " કહી જોશી સામે નમી આશીર્વાદ આપતાં ઊભો રહ્યો અને રાજાની કંચનવર્ણી દેહલતામાં ઝળહળી રહેલું તેજ એણે જોયું,

રાજાના શરીરમાં નવું જોમ, સ્ફુર્તિ, ચાપલ્ય, લોહી અને શક્તિ ઊભરાયાં. સહુએ જાણ્યું કે જોશીએ રાજાનો રોગ મટાડ્યો, પણ શા વડે રોગ મટ્યો એ તો જોશી અને રાજા સિવાય ત્રીજું કોઈ હજુ જાણી શક્યું નથી.

" બાપા ! બાપા ! તમારા કહેવા મુજબ હવે કરીશ," કહી રામાએ હથેળીમાં લીધેલ ગંગાજળ અને તુળશીનું પાંદડું મરણ પથારીએ સૂતેલા અને છેલ્લો શ્વાસ પૂરા કરતા પોતાના બાપ જીવા પટેલના મોઢામાં મૂક્યું. રામાની આંખમાંથી ડળક ડળક આંસુડાં દ્રવ્યાં અને ભરાઉ ગાલ ઉપર થઈ ફૂટતી મૂછના વાળ ઉપર થંભ્યાં. ડોસાની આંખ ઊઘડી ને બંધ થઈ. એનો ઘોઘરો શાંત થયો ને ડોસાની આંખ ફડાક દેતી ઊઘડી ગઈ.

ડોસાનો કુળદીપક એકનો એક દીકરો રામો ચોધાર આંસુડે રડ્યો. એની બહેન રૂડી બેફામ બની ગઈ હતી. પોતાનું ભર્યું ભાદર્યું ઘર હોવા છતાં ડોસો કુળવધૂનું સુખ જોઈ શક્યો ન હતો. નાનપણમાં ભાઈ–બહેન બન્નેનાં લગ્ન થઈ ગયેલાં. આણું તેડવા જવાની ડોસાને ખૂબ ઉતાવળ હતી, પણ માંદગીએ ઓચીંતો હુમલો કર્યો ને ડોસાના મનની મુરાદ મનમાં જ સમાઈ ગઈ. ઘણી વખત માણસોની ધારેલી કાર્યસરણી પાર નથી પડતી. એમાંય કાંઈ ઈશ્વરી સંકેત જ હશે ને !

રામો નાનપણથી જ લાડકવાયો ને માવિહોણો હોવાથી ખૂબ મોઢે ચઢાવેલો હતો. ડોસાની જરાયે ધાક વિના ઊછરેલો એ છોકરો

ખૂબ ભાન વિનાનો ને ઉડાઉ થયો હતો. આજુબાજુના પાડોશીઓ મીઠું મીઠું બોલી એને ફોલી ખાતા. ડોસો જ્યારે જ્યારે આ બધું સાંભળતો ત્યારે મનમાં ને મનમાં બળી જતો ને કોઈ કોઈ વખત છોકરાને છાને ખૂણે વઢી પણ લેતો; છતાં રામાને મન એની કશીય અસર ન હતી.

ડોસો ખૂબ ખૂબ વિચાર કરતો, પણ છોકરાને સમજણો કરવાની એકે તદબીર હાથ લાગી નહિ, ને પોતાને પથારીવશ થવું પડ્યું. છેલ્લા શ્વાસ રુંધાવા લાગ્યા. મૃત્યુ સામે ડોકિયાં કરી ડોસાને બીવરાવવા લાગ્યું. બબ્બે સાંતીની ખેડ, દશ બાર ઢોર, ચડવાને અબલખ ઘોડી, ગારગોમટીથી લીંપી ગૂંપી સ્વચ્છ રાખેલાં ઘર, વિશાળ આંગણું ને કરકસરથી રોટલો ને મરચું ખાઈ બચાવેલી પૂંજી, બધુંય ડોસાની આંખ સામે તરવરવા લાગ્યું. છોકરાને હાથ મૂકતાં પહેલાં આ બધું એને સમજાવવાનો ડોસાએ છેલ્લો પ્રયત્ન કર્યો: "રામા! બેટા! હું તો જાઉં છું, ઘડી–બેઘડીનો હું મહેમાન છું, પણ મારા જેવા વૃદ્ધનું માનીશ તો સુખી થઈશ." ડોસાનો હોઠ સુકાઈ ગયો.

રામાએ મોઢામાં પાણી મૂક્યું, ને કાન પાસે મોઢું લઈ જઈ બોલ્યો: "બાપા! તમે કહેશો એમ કરીશ. તમારા જીવને ગતે જવા દેજો."

"ગતે! ગતે તો જશે જ ને!" ડોસાએ ઊંડો નિસાસો મૂકયો. વહેવારમાં રામાની બેફિકરાઈ એને સાલતી હતી.

રામાની આંખ સજળ બની, એને હૃદયમાં પશ્ચાત્તાપ થતો હોય એમ એનો ચહેરો ખૂબ ગમગીન બન્યો ને એ વ્યાકુળ બની ગયો. પાસે ઊભેલી એની બહેન રૂડી ડોસાના કાન પાસે મોઢું લઈ જઈ બોલી: "બાપુ! ભાઈ તમે કહેશો એમ કરશે. ફિકર કરશો મા. નહિ તો પછી હું છું ને!"

ડોસાનું હૃદય પ્રફુલ્લિત બન્યું. રૂડી ડાહી દીકરી હતી. ડોસાને એની વહેવારુ બુદ્ધિનું માન હતું. આનંદ અને સંતોષનો ઘૂંટ લેતા હોય એમ ડોસાના ચહેરા ઉપર લાલીની છાંય આવી ગઈ. સુકાઈ ગયેલી કેરી પેઠે કરચલી પડેલા એના મેઢા ઉપર સહેજ હર્ષ દેખાયો ને એણે રામાને પોતાની પાસે બોલાવ્યો:

"બેટા ! વહેવાર સાચવજે ને ઘરડા બાપના શબ્દો યાદ કરજે !"

"કરીશ, બાપા !"

"જો, બીજું તો ભાળ્યું, પણ બાર મહિને ઘર નવાં કરજે ને વરસ દહાડે બાયડી નવી કરજે," રૂડી થંભી ગઈ, ને રામો છોભીલો પડી ગયો. આડોશીપાડોશી ને સગાવહાલાં ડોસાના ખાટલાની આસપાસ વીંટળાઈ વળ્યા હતા, તે બધાએ ડોસાને સનેપાત થયેલો માન્યો, ને વાતાવરણ ગમગીન બની ગયું. પણ રામાએ સમજણ અણસમજણમાં હાથમાં ગંગાજળ ને તુળશીનું પાન અંજલિમાં લીધું ને ડોસાના મોઢામાં મૂકયું.

*

અંધારી ઘોર રાત્રિના ત્રીજે પહોરે ડોસાએ પ્રાણ છોડયા. મૃત્યુપોકના ઘોંઘાટથી પાસેના વાડાના ઝાડના ઠૂંઠા ઉપર રાતવાસો રહેલાં પક્ષીઓ ફફડી ઊડયાં. એમની પાંખોના ફફડાટ, જાણે કોઈ વિકટ દુઃખ આવી પડયું હોય એવો એમનો ગભરાટ અને મૃત્યુની છેલ્લી હાય સમી એમની કાળી ચીસો ડોસાની મૃત્યુપોક સાથે ઓતપ્રોત બની જતાં આખુંયે વાતાવરણ ભયંકર બની ગયું. ભીંતની અંદર ગોંખલામાં મૂકેલ દિવેલનો દીવો પવનને સપાટે હોલવાયો ને કાળી ડિબાંગ જેવી રાત્રિના પેટમાંથી મશ જેવું અંધારું ઓરડામાં પથરાયું. ભૂતના ઓળા પેઠે સહુ સમસમીને બેસી રહ્યું. સહુના હૃદયમાં એક જ હાય હતી: કુળનું, ઘરનું, શેરીનું,

ગામનું નાક જેવો પટેલ આજે ગામતરું કરી ગયા. એના કરતાં એમણે છોકરાને આપેલી છેલ્લી શિખામણ સહુના અંતરને વલોવી નાખતી. એ ડોસાનો કોઈ પાર ન પામ્યું.

વહેલા પરોઢમાં ડોસાને સ્મશાન લઈ ગયા, ને આખા ગામમાં ડોસાની વાતે ગંભીર ચર્ચાનું રૂપ લીધું. પણ વાત ભુલાણી, ડોસો વિસરાયો ને સહુ પોતપોતાને ધંધે લાગી ગયું. ફક્ત નવરાઓ અને ડેલીએ બેસી ગામગપાટા મારનારાઓને જ ફક્ત આ વાતના વિષય જેવી આછી સ્મૃતિ રહી ગઈ.

૨

રામાએ વહેવાર સંભાળ્યો. સાથીઓ સીમના કામમાં રચ્યાપચ્યા રહેવા લાગ્યા અને ઘરકામ રૂડીએ ઉપાડી લીધું. રામો લહેરી લાલો બનતો ચાલ્યો. વરસ સારું આવ્યું, ને નીપજનાં ગાડેગાડાં ઠલવાયાં. રામાને ત્યાં વહુને તેડી જવા વેવાઈઓ તરફથી સંદેશા આવવા લાગ્યા, ને રૂડી વહુને આણું વળાવવા આજે જવું છે, કાલે જવું છે એમ વાતો કર્યા કરતી. રામો કાંઈ બોલે નહિ, પણ રૂડીને ભાઈનું ઘર શોભાવે એવી ભાભી લાવવી હતી. એ જઈ ને પોતાની ભાભીને તેડી આવી ને રામો રઝળવું મૂકી ઘરકુકડી બન્યો.

બરાબર બાર મહિના વીત્યા, ને રામાને બાપનું વચન યાદ આવ્યું. પોતાની સ્ત્રીને પિયર વળાવી પોતે છાનું છાનું સગપણ કરવાની વાતો ચલાવવા માંડી. ઘરની ઓથે ઊભેલી રૂડીએ સાંભળ્યું ને એ ઝબી ઊઠી. એનું હૃદય વલોવાઈ ગયું. નાજુક મીણની પૂતળી જેવી સુકોમળ ને સુંદર ભાભીનું ગભરુ મોઢું એને યાદ આવ્યું ને સાથોસાથ બાપ પાસે ભાઈએ લીધેલી પ્રતિજ્ઞા આંખ આગળ તરી આવી.

એ ગંભીર બનીને ઘડી ઊભી રહી. એનું ભેજું વિચારવમળમાં ગૂંચવાયું. અનેક તર્કવિતર્કે ચઢેલી રૂડીએ હર્ષમાં મોઢું

ફફડાવ્યું. એની ચિંતાતુર આંખમાં સહેજ આનંદની સુરખી દેખાઈ, કપાળે પડેલી કરચલીમાં તેજ ચમક્યાં ને એણે જમીન ઉપર પગ પછાડી કહ્યું: 'સાવ, મૂર્ખ! કોઈ જ બાપાનું કહેવું સમજ્યું નથી. શું મારો બાપ સાવ અબૂજડ હતો? નમાલા માણસો એને શું સમજે?' કહી એ દોડતી ઘરમાં આવી ને ગુસપુસ વાતો કરતા માણસો ઊઠી ઊઠીને ચાલ્યા ગયા.

ભાઈ–બહેન એક બીજા સામે ટગર ટગર જોતાં ઊભાં રહ્યાં, એક તિરસ્કારથી અને બીજી ઠપકાની નજરથી એક બીજાને વીંધી નાખતાં હોય અથવા એક બીજાનું માપ કાઢતાં હોય એમ વેધક દૃષ્ટિથી નીહાળી રહ્યાં.

"ભાઈ! આ બધુ શું ચાલે છે?"

પોતાની વાત બહેન સમજી ગઈ છે અથવા જાણી ગઈ છે એમ ધારી શરમ છોડીને ભાઈએ કહ્યું: "રૂડી! બાપાની પાસે મેં કરેલી પ્રતિજ્ઞા યાદ છે ને?"

જાણે સાવ નમાલી વાત હોય એમ ગણી કાઢી રૂડીએ મશ્કરી કરતી હોય એમ ભાઈને બનાવ્યો: "વાહ! બાપાની પ્રતિજ્ઞા શું આ બધા પાળવાના છે?"

"ના, હું પાળવાનો છું."

"તે, કોણ ના કહે છે? પણ આ બધાને કેમ ભેગા કર્યા હતા?"

"મારું સગપણ કરવાની આ બધા વાતો ચલાવે છે."

"ભાઈ, એમ સગપણ ન થાય. કેટલા રૂપિયા આપવાના કર્યા છે?"

"બે હજાર......"

"એટલા બધા? લાવ હું દોઢ હજારે કરી આવું, ને વળી રૂપરૂપનો અંબાર!"

રામો નીચું જોઈ રહ્યો, રૂડીએ કહ્યું: "હું જાઉં છું. રાજી છું ને?"

રામો હસી પડ્યો, ને રૂડી બીજે દિવસે ભાઈનું સગપણ કરવા નીકળી પડી.

૩

"બહેન! આ ઘર ક્યારે ઉખાળશું?" રામાએ ગામમાંથી આવીને ખભેથી ફાળિયું વળગણીએ નાખતાં પૂછ્યું.

રસોડામાં બેઠી બેઠી રોટલી વણતી રૂડીએ કણેકવાળા હાથે બહાર આવીને પૂછ્યું: "ઘર તો બાપાએ બે વર્ષ પહેલાં જ ખંખેરાવ્યાં છે. ને માળણુ તો હજુ નવું જ છે. ઘર કેમ ઉખેળવાં છે?"

રૂડીને ભાઈની મૂર્ખાઈ ઉપર હસવું આવ્યું, પણ એ ગમ ખાઈ ગઈ, ને બોલી: "ઘર તો તું ઘરઘવા જઈશ ત્યારે હું પાછળથી નવાં કરાવી લઈશ. એ કામ તો અમારું બૈરાંનું છે. તમારે આદમીને તે વળી એ શી પીડા?"

'માથેથી ઊતરી સગા બાપને હજો', એ કહેવત મુજબ રામાએ એ કામ પોતાને માથેથી ઊતરેલું જોઈ સંતોષ અનુભવ્યો, ને ઘરઘવા જવાની ઘેલછામાં છાનો છાનો રાચતો પોતાનાં લૂગડાં લઈને ઓરડામાં ચાલ્યો ગયો.

આખા ગામમાં એક જ વાત થતી: "જીવા પટેલે મરતાં મરતાં મોત બગાડ્યું. વરસો વરસ છોકરો નવી બાયડી લાવે તે ખુવાર થઈ જવાનો ખુવાર! ને વળી બારે મહિને નવાં ઘર ચણાવે તે એ ક્યાં સુધી નભવાનું?"

"કોઈકનાં કઢારે કાઢશે."

"લાખનું ઘર કાંખનું થઈ જશે."

એમ અનેક માણસો અનેક વાતો કરતાં, પણ રામો તો બાપને મોઢે મૂકેલું જળ યાદ કરી કાંઈ ગણકારતો નહિ. એક જ ધૂનમાં એ મસ્ત રહેતો: 'બાપનું કહેવું પાળવું.' એ નાદની પાછળ એ ગાંડો બન્યો હતો. આગળ પાછળનો વિચાર કરવાનું ભેજું એને ન હતું, કે નહોતું ગામની વસ્તીનેય. ફક્ત ડોસાના શબ્દોને રૂડી પામી ગઈ હતી.

રામો અને સગાવહાલાં પાંચેક જણ મળી રામાને ઘરઘાવા ગયા. નાતરું (પુનર્લગ્ન) એમની નાતમાં લગ્ન કરતાં વધારે સફળ ગણાતું. લગ્ન કરતાં ઘરઘરણાં (પુનર્લગ્ન) એમની નાતમાં ખૂબ સફળ થતાં.

રામો ઘરઘીને આવ્યો. બહેને પાછળથી ઘરને ચગાવ્યું, ગાર ગોરમટી કરાવી ને ધોળ કરાવીને સારા ચાકળા બાંધ્યા, થાપ કરી ઉપર લીંપણ કરાવ્યું, ને ઘર નવાં જેવાં બનાવ્યાં.

ઘેર પાછા આવ્યા પછી ઘર જોઈને રામાને સંતોષ થયો. બાપની પાસે લીધેલી પ્રતિજ્ઞા પાળવાનો એને આનંદ થયો ને એ ગૃહસંસાર શરૂ કરવાની ધૂનમાં ઓરડે ગયો. સુંદર વસ્ત્રોમાં સજ્જ થયેલી યુવાન સ્ત્રી સામે એણે જોયું, ને એની આંખો ફાટી રહી. એ ફમકમી ઊઠયો, ને એકદમ બહાર આવી પોતાની બહેન સામે જોઈ બોલ્યો: "રૂડી! આ શું?"

"કેમ ભાઈ, શું છે?" કહેતી રૂડી પાસે ગઈ.

"આ તો તારી ભા........."

"હા જ તો વળી. કાંઈ બાયડી તે વરસે વરસે ફેરવાતી હશે? એ શું કુંભારના ઘરનું વાસણ છે કે વારેવારે બદલાય!" રૂડીએ

પોતાની જૂની ભાભીની સાથે જ પોતાના એક સગાને ત્યાં એને રાખીને એની સાથે આ નાતરું કરાવેલું ને ભાઈને છેતરેલો.

"પણ બાપા પાસે લીધેલી પ્રતિજ્ઞા તૂટી એનું શું ?"

રૂડી મશ્કરી કરતી ને હસતી; એ જોઈ રામાનું અંતર વલોવાઈ જતું. રૂડીનું હાસ્ય એનું કાળજું કોરી ખાતું. એને ગુસ્સાની કંપારી આવી ગઈ. એ બોલ્યો: "રૂડી, એને કાઢી મૂક!"

"ના, ભાઈ. બાપાની પ્રતિજ્ઞા બરાબર પાળી છે." રૂડી ગંભીર બની ગઈ. કાંઈ જ ન સમજ્યો હોય એમ રામો ફાટી આંખે રૂડી સામે જોઈ રહ્યો.

"બાર મહિને નવાં ઘર કરવાનું કહ્યું તે વરસો વરસ પાડીને નવા કરવા નહિ, પણ બાર મહિને ગારગોરમટી કરવી કે જેથી ઘર પડી ન જાય ને સચવાઈ રહે. ધોળ કરાવવો એટલે ઘર શોભે. અને એ રીતે વરસો વરસ નવી બાયડી કરવી એટલે જૂનીને કાઢી મૂકીને નવી પરણવી એમ નહિ, પણ બારે મહિને વહુના લાડકોડ પૂરવા, એને નવાં લૂગડાં અપાવવાં, વરસમાં થોડો વખત એને પિયર જવા દેવી એટલે રાજી રહે ને સુંદર દેખાય. બાર મહિને નવાં લૂગડાં પહેરી સ્ત્રી ઊભી રહે એટલે નવી. સમજ્યો! બાપા આપણા જેવા મૂર્ખા નહોતા. તમે ભાયડાઓ આટલું ન ઉકેલી શક્યા! તમે તો સાવ ભોટ!" કહી રૂડી હસી પડી, ને ગૌરવભરી મુખમુદ્રાએ હસતી હસતી પોતાની ભાભી પાસે જઈ, હાથ પકડી એને બહાર ખેંચી લાવી.

મને બનાવ્યો કહી રામો શરમાઈ ગયો ને પોતાની પત્ની સામે જોઈ છાનું છાનું હસતો, 'રૂડી તો ભારે સમજણી' કહી બહાર ચાલ્યો ગયો.

રૂડીએ શરમાતી નીચું જોઈને ઊભેલી ભાભીની પીઠ ઉપર વહાલભર્યો ધબ્બો માર્યો ને બન્ને હસતાં હસતાં ઓરડામાં ચાલ્યાં ગયાં.

## ૧૧ . . . . . . . . સતી રૂપામા

•

**હાલમાં** ભૂદેવોની જ્ઞાતિમાં આનંદ આનંદ પ્રવર્તી રહ્યો હતો. ગામમાં જ્ઞાતિભોજન ચાલતાં હતાં એટલે મોદકદેવના દર્શનથી ઘેલા બનેલા બ્રાહ્મણો અહીં તહીં દોડાદોડ કરી રહ્યા હતા. કોલેરાના રોગમાં ઘણાં ઘરડાંબુઢ્ઢાં મરી ગયેલાં હોવાથી એમની સદ્દગતિ કરવા જાણે જમણવારોની કતાર ચાલી રહી હતી, એટલે સહુને મન આનંદ આનંદ જ પ્રવર્તતો હતો. કારણ કે લાડુના નામ માત્રથી જેમના મોઢામાં પાણી છૂટે, એમને જમણવારની હારની હાર મળી જાય ત્યારે તો આનંદની શી હેલી થતી હશે, એ તો એ જ જાણે.

"કાં ભટ્ટજી, આજે તો ધારે કે?" એકે બહારથી આવતા બીજા માણસને આનંદથી પ્રશ્ન કર્યો. કાંઈ બોલ્યા વગર આવનારે કટાણું મેં કર્યું.

"એલા, કાં એમ?" બેઠેલ મંડળી આશ્ચર્યમાં પડી ગઈ. એકના મુખમાંથી એ શબ્દો નીકળી પડયા.

"ધારનાં દર્શન આજ તો દુર્લભ!" આવનારે ખુલાસો કર્યો.

"કાં? શું લાડુ વાળે છે?"

"ન તો લાડુ કે ન તો ધાર" આવનારે ખુલાસો કર્યો.

"હં!" બ્રાહ્મણોના નસીબમાંથી લાડુ ચાલ્યા જતા હોય એમ એમને લાગ્યું.

"આજ બ્રાહ્મણોના નસીબમાં લાડુ નથી."

"ત્યારે શું બનાવે છે?"

"બનવાની વાત બનવા પાસે, પણ આ મીઠો ભટ્ટ કયાં કોઈને જમવા દે તેમ છે?"

"એ તમને કયાં નડે છે? બિચારા માંદા માંદા ખાટલામાં પડયા છે, એ શી આડખીલી કરે છે?"

"આડખીલી તો પરલોકને રસ્તે પડે એટલે બધી જ તો."

"હં! હં!" કહેતાક ભૂદેવો જાણે અભડાયા હોય એમ ઊભા થઈ ગયા.

પાણી ભરીને જતી એક સ્ત્રીએ એ શબ્દો સાંભળ્યા. થોડાં ડગલાં આગળ ગયેલી એ પનીહારી પાછી ફરી. એના મુખ ઉપરનું ચળકતું તેજ આ ભૂદેવની મંડળીથી સહન ન થયું. લીંબુની ફાડ જેવી બાઈની આંખો જોતાં, એ ગભરાઈ ગયા. એ બાઈની આંખમાંથી અંગારા ઝરતા જોઈ, એ બળી જતા હોય એમ એ બધા મોઢું સંતાડવા લાગ્યા.

મીઠા ભટ્ટનાં વહુએ સાંભળેલા શબ્દો તેના કાનમાં ગુંજારવ કરવા લાગ્યા. એમના સતીસ્વરૂપે જાણે સહુને નમાવ્યાં.

"શું બોલ્યા?" એણે સત્તાવાહી શબ્દ કાઢયો.

"એ તો કાંઈ નહિ."

"કાંઈ નહિ શું? તમ બ્રાહ્મણોથી જમવા વગર મરી જવાય છે?" ઠપકાની દૃષ્ટિએ એ બોલ્યાં.

કોઈ કાંઈ બોલ્યું નહિ.

"જો કે એ માંદા છે, પણ મારું સત અને સતીત્વ સાચું હોય તો મારું દશ વર્ષનું આયુષ્ય હું એમને આપું છું," આટલું કહી સતીએ ચટ દેતાંક ઘરનો રસ્તો લીધો.

બધા સ્તબ્ધ થઈ જોઈ રહ્યા.

"એલ્યા, જોયું એનું સ્વરૂપ? સાક્ષાત્ ચંડિકા જાણે! માળી લાગે છે તો સતી!" એક ભૂદેવને વાચા આવી.

"હવે ન જોઈ હોય સતી તો! રજપૂત ગરાસિયાને ઘેર રજપૂતાણી અને ગરાસણીઓ મરી ગઈ તે હવે આ સતી થઈ બ્રાહ્મણોમાં!" બીજાથી સહેવાયું નહીં તે બોલી ઊઠયો.

"પણ એ કાંઈ એમના બાપનું છે, કે કોઈએ લખત કરી આપ્યું છે કે ક્ષત્રિયોમાં જ સતી થવાય ને બીજામાં નહીં!"

"કાં?"

"એ તો જે સાચું પતિવ્રત પાળે તે સતી!"

"એ તો નામ માત્ર. જે પતિ સાથે બળે તે જ સાચી સતી!"

"હવે મૂકો એ વાત. હું આવ્યો ત્યારે મીઠો ભટ્ટ ઘડીછાત હતા. જોઈએ તો ખરા કે એ બોલી ગઈ છે કે હું મારું દશ વર્ષનું આયુષ્ય એને આપું છું, તે એનો શો પ્રભાવ થયો છે! આજે એનું સતીપણું પરખાઈ જશે."

પેલા આવેલા બ્રાહ્મણે કહ્યું: "સતીના સતની હમણાં ખબર!"

સર્વ મંડળે એ કબૂલ કર્યું. કેટલાકની છાતી હજુયે ધડકતી હતી; સતીનું સ્વરૂપ એમને પ્રચંડ લાગેલું, પણ સહુની પછવાડે પછવાડે તે ગયા તો ખરા.

મીઠા ભટ્ટને આખરી વેળા હતી. ઘરનાં અને સગાં વહાલાં સૌ વીંટાઈ બેઠાં હતાં. સહુએ આશા છોડી હતી. ત્યાં તો સતી બેડું

લાઈને આવ્યાં. એમણે પતિના દેહ સામે જોયું, ને જાણે ફેર પડવા લાગ્યો. જાણે યમદેવ એ સતીના ભયથી નાસી જતા ન હોય! કુટુંબીઓના મુખ ઉપર છવાયેલ શોકવાદળીને આનંદલહરીએ જાણે દૂર ફેંકી દીધી. મરણને આરે બેઠેલા દેહ ઉપર જાણે અમીછાંટણાં થયાં. જોવા આવનાર યુવાનમંડળ ભોંઠું પડયું. અને આવનારા મોંમાં આંગળી નાખી છાનાંમાના જતા રહ્યા.

*

ગોહિલો જ્યારે કાઠિયાવાડમાં આવેલા, ત્યારે સાથે જે મુરલીધર શ્રીકૃષ્ણની મૂર્તિ પોતાની સાથે લાવેલા તે મૂર્તિ પચ્છેગામના મંદિરમાં હાલ પણ બિરાજે છે. એ પ્રાચીન પચ્છેગામ (વલ્લભીપુરની આસપાસનું પશ્ચિમ-ગ્રામ નામનું પરું) ભાવનગરના રાજા સરતાનસંગજીના પુત્ર દેવાજીના વંશજ દેવાણીઓના કબજામાં હતું, અને હજી છે. તે ગામમાં સંવત્ ૧૮૭૦-૭૧ ના અરસામાં મીઠા ભટ્ટની આ માંદગી હતી.

પચ્છેગામમાં પ્રશ્નોરા નાગરો જ ઘણા રહે છે, અને એમના-માંના જ મીઠા ભટ્ટ હતા. મીઠા ભટ્ટનાં સ્ત્રી સતી હતાં અને એમણે પતિને પોતાનું દશ વર્ષનું આયુષ્ય આપ્યું હતું.

નદીના વહેણની જેમ દશ વર્ષ તો જોતજોતામાં ચાલ્યાં ગયાં. સતીએ તો પેલા જુવાનિયાઓના શબ્દને માટે જ આ કહી બતાવ્યું હતું. એમને કાંઈ વધારે જીવવાની આશા ન હતી. દશ વર્ષ પૂરાં થતાં ભટ્ટ તો ફરી માંદા થયા; અને આખરી અવસ્થા આવી એટલે ભટ્ટે દેહ છોડયો. તેમનાં સ્ત્રી સોનબાઈ તેમની સાથે સતી થવા તૈયાર થયાં.

માથે છૂટી લટો મૂકી, સાડલાનો કચ્છ મારી, સતી પોતાના પતિનો સંગાથ કરવા ગામને પાદર બળવા નીકળ્યાં. એ સાક્ષાત્ ચંડિકા સ્વરૂપ સતીનું રૂપ જોઈ સહુ દૂરથી એમને નમી પડતું.

"સતીમા, કાંઈ કહેશો? કાંઈ આશીર્વાદ આપશો? આ સાત સાત દીકરાને કાંઈ.....?" એક વૃદ્ધ બાઈએ સતીને પગે લાગતાં અતિનમ્ર ભાવે માગણી કરી.

સતી થંભ્યા: "અરે એ......"

"શું મા?"

"મારા નાના પુત્ર મંગળજીની વહુ રૂપા કયાં છે?"

સહુ સમજ્યું કે સતીમા એને કાંઈ આશીર્વાદ આપશે. વહુને એકદમ ત્યાં તેડી લાવ્યાં. સતી થવાના પ્રસંગે રડવા કરવાનું તો હોય જ શાનું?

વહુ સતીમાને પગે લાગ્યાં. સતીએ એના માથે હાથ મૂકી કહ્યું: "બેટા! તુંય મારી પેઠે સતી થનાર છું, હોં કે બેટા!"

સતી આશીર્વાદ દઈ આગળ વધ્યાં. સહુ આભા બની જોઈ રહ્યાં.

ગામલોકમાં સતીમાનો જય જયકાર ગાજી ઊઠયો. ઘડી વારમાં સતીમાએ અગ્નિપ્રવેશ કરી પતિદેવ સાથે પરલોકપ્રયાણ આદર્યું.

(૨)

ખળખળ અવાજ કરતી, શ્રમિતોના થાક હરતી, માલેસરી નદી વરતેજના પાદરે અખંડ ગાન ગાતી, વિપત્તિઓનાં ડુંગર ઓળંગતાં જેમ સુખ-આનંદનાં ઝરણા વહ્યાં આવે, એમ અસ્ખલિત વહને વહી રહી હતી. એના નિર્મળ અને શીતળ જળપ્રવાહને કાંઠે બેસી ઘણા માણસો થાક ઉતારતા, ભાતું ખાતા, અમૃત સરખું જળ પી ઠંડા થતા અને પછી પોતાને રસ્તે આગળ વધતા.

"અલ્યા મંગળજી! આ તેં શું આણ્યું છે?" એક જણે ટોળ કરતાં પૂછ્યું. પચ્છેગામના બ્રાહ્મણો ભાવનગર જતાં વરતેજને પાદરે માલેસરી નદીમાં ભાતું ખાવા બેઠા હતા. સહુ પોતપોતાનું ભાતું છોડી ખાતા હતા. મંગળજીના ખાખરા જરા જાડા અને કાંઈક વિચિત્ર આકારના જોઈ, એક ટીખળીએ ઉપર પ્રમાણે પ્રશ્ન કર્યો.

છૂપો મર્મ અને મીઠી મશ્કરી એ તો પ્રશ્નોરાઓમાં સ્વાભાવિક જ હોય છે. મંગળજી જરા સાચાબોલા અને એકપત્નીવ્રત પાળનાર હતા. એ ઝટ ને ચટ રોકડો જવાબ આપતા. કદી કોઈથી દબાતા નહિ.

"કાં ? આ ખાખરા છે," મંગળજી ભટ્ટે જવાબ આપ્યો.

અને જાણે કાંઈ બન્યું જ ન હોય એમ એમણે તો ખાવા માંડયું. પણ એ ટીખળી મંડળ હસ્યા વગર રહે ? "અલ્યા, પણ આ ખાખરા આવા તે હોય ?"

"ત્યારે કેવા હોય ?"

"બિચારા ભટ્ટજીને વહુ પણ એવાં જ માથાનાં મળ્યાં છે જે સારો ખાખરોય ન કરી દે."

ભટ્ટથી એ સહન ન થયું. સાચું હંમેશાં સહન કરી શકાતું નથી. એમણે રોકડું પરખાવ્યું: "તમારી સ્ત્રીઓએ તમને ખૂબ મોણ અને દૂધ નાખી સારા ખાખરા કરી આપ્યા હશે, પણ એ તો આ ભવના સંબંધ માટે જ; એ કાંઈ તમારી સાથે થોડી જ આવવાની ?"

"અને તમારાં વહુ તો સાથે ને સાથે જ આવશે કાં ?" એકે રીસમાં શબ્દ ઉચાર્યા.

"હા, મારી સ્ત્રી ગમે તેવી છે, પણ તે મારી સાથે જ આવવાની," ભટ્ટનો દેહ અગ્નિ સરખો લાલ થઈ ગયો.

એમની માતાના છેલ્લા શબ્દો એ બ્રાહ્મણમંડળમાં ગુંજી ઊઠયા. ઘણા વખતની વાત તાજી થઈ. સહુ શાન્ત થયું. વાતાવરણ પણ ભયંકરતામાં વધારો કર્યે ગયું.

"એ રૂપાબાઈ ને ઓળખ્યાં ?" એકે હળવેથી બીજી વાત ઉપાડી.

"એમનાં વહુ ને ?" બીજાએ ટાપસી પૂરી.

"હા, એ બરવાળાના રામજી પંડયાની દીકરી."

"ઓળખ્યાં, ઓળખ્યાં!"

"એમનાં બ્હેન પણ સતી હતાં એ જ ને?"

"એ જ. જાણે ખૂબ જ ઓળખાણ પાડી હોય એમ લહેકા કરી એક જણે જવાબ આપ્યો.

પણ આ મીઠી મશ્કરી મંગળજી ભટ્ટ ગળી ગયા. **क्षमा वीरस्य भूषणम्.** એ જેટલા સાચા હતા, તેટલા જ ઉદાર હતા; જેટલા ક્રોધી હતા એટલા જ શાન્ત હતા. એ વાત અને વખત વિચારી ગમ ખાઈ જતા.

સહુ ભાતું ખાઈને ઊઠયા અને એ વાત સહુ ભૂલ્યું. ભાવનગરથી આવ્યા પછી તો કોઈને એ વાતનું સ્મરણ પણ રહ્યું હશે કે કેમ એ શંકા પડતી વાત ગણાય.

## ( ૩ )

પાણીના રેલાની માફક વહી જતા કાળને કોઈ રોકી શકતું નથી. જોતજોતામાં દશકો તો વીતી ગયો. જાતજાતના રોગ આવ્યા અને મીઠા ભટ્ટના સાત પુત્રમાંથી ભવાનીશંકર અને મંગળજી સિવાય બાકીના પાંચે તો, એક પછી એક કરી માતા–પિતાનો રસ્તો લીધો. સર્વભક્ષી કાળે કાંઇયે વિચાર કર્યા વગર જાણે એકના એક જ ઘરે વારે વારે પગલાં પાડવા માંડયાં.

વસંતને વિદાય કરી ગ્રીષ્મ ઋતુએ પોતાનાં નવલ પગલાં પાડવાનો આરંભ કર્યો. સૂર્ય ભગવાન સોળસે કિરણો ધારણ કરી દુનિયાની કસોટી કરતા હોય એમ અગ્નિના તીખારા ખેરવવા લાગ્યા. સર્વત્ર ઊની ઊની લાય જેવી વરાળો વાતી. અગ્નિથી જમીન ખદ-

ખદી જતી. એવા ચૈતરમાસના બાળપણામાં શુદિ ત્રીજને દિવસે યમરાજાએ પોતાના દૂતોને ફરીથી એ જ મીઠા ભટ્ટને ઘેર મોકલ્યા.

સૂર્ય નારાયણ દુનિયા પર પગ માંડતાંવેંત આજે જાણે પોતે પ્રફુલ્લિત હોય એમ ધીમે ધીમે પગલાં ભરવા માંડયાં. ગાયો પોતાને ગળેથી બંધન છૂટતાં ખુશ થતી થતી ચરવાને માટે વગડામાં જવા લાગી. એવે વખતે મંગળજી ભટ્ટને ઘેર રૂપબા આનંદથી ગીત ગાઈ રહ્યાં હતાં.

ઓસરીમાં મંગળજી ભટ્ટની માંદગીને લીધે સગાં વહાલાં વીંટાઈ બેઠાં હતાં. તેમણે રૂપાને ગીત ગાઈ આનંદ કરતી જોઈ ક્રોધની નજરથી જોયું ને કહ્યું: "રૂપા! આ શું?"

"હું તૈયાર થાઉં છું."

"પણ જવું છે ક્યાં? જોતાં નથી આ વખત ક્યાંય જવાનો છે ખરો?" ઠપકો આપતાં એકે કહ્યું.

"પણ મારે જવું છે; તેમાં રોકાવું પાલવે ક્યાંથી?"

"જવું હોય ત્યારે જજો ને!" સમજ્યા વગર, પાછળથી થઈ પડશે ગણી જવાબ આપ્યો. એ તો સમજેલા કે ભટ્ટની છેલ્લી વખતની એમને ખબર નથી.

"ના, મોડું થઈ જાય અને મારો સંગાથ તૂટી જાય."

"કોનો સંગાથ છે?" ગુસ્સામાં શબ્દો નીકળ્યા.

"જેનો જીવતા તેનો મૂવે; બીજો કોનો હોય?"

"હેં!" ભવાનીશંકર સમજી ગયા.

"લાડકુંવર! અહીં આવ બેટા!"

"પણ છોકરાં નાનાં છે. આ ગંગાધર તો હજી વર્ષનોય પૂરો નથી થયો.

"તમે બધા તો છો ને?"

" મારુંય શું નક્કી ? "

" તો પ્રભુ છે ! ચોરો તો છે ને ગામમાં ? "

એ બોલી ન શક્યાં. લાડકુંવર પાસે જઈ ઊભી હતી.

" બેટા, આવ, તને સારાં લૂગડાં પહેરાવું, માથું ગૂંથું ! "

" બા, તેં આ નવાં લૂગડાં કેમ પહેર્યાં છે ?" પાંચ વર્ષની દીકરીએ માતાને નવાં લૂગડાં પહેરેલાં જોઈ પૂછ્યું. એની કાલી કાલી બોલી સાંભળી સંબંધીઓના મનમાં ચિંતા થવા લાગી.

" બેટા, મારે ગામ જવું છે."

" બા, હું આવું ? "

" ના, બા, ભાઈને સાચવજે. ભાવનગર તારાં કાકી છે ને, ત્યાં જઈને રહેજે. "

સતીએ તો અંબોડો છોડી લટો છૂટી મૂકી દીધી, નવી ચૂંદડી ઓઢી લીધી, અને ઝટઝટ રસોડામાં જઈ ઊની ઊની ખીર બનાવી.

મંગળજી ભટ્ટને ખાટલામાં શ્વાસ થયો હતો. સહુ એમની તરફ જોઈ રહ્યું હતું. પણ સતીની ક્રિયા બાકી છે એમ જોઈ યમરાજા પણ વિલંબ કરી રહ્યા હતા.

સતીએ એ ધખધખતા અને વરાળો છૂટતા તપેલામાં હાથ નાખ્યો. કંકુવર્ણી દેહ અને હીંગળા જેવા લાલ હાથ એ વરાળો વચ્ચે ઝટપટ ફરવા લાગ્યા. તેમણે પોતાને હાથે જ બન્ને બાળકોને પાસે બેસાડી ખીર જમાડી.

સહુ એ જોઈ રહ્યું. સતીને સત ચડયું, એમ સહુએ જાણ્યું. દશ વર્ષ પહેલાંનું એમની સાસુનું કહેણ સૌના સ્મરણમાં આવ્યું, અને સહુ સમજ્યું કે એ કહેણ આજે સાચું પડવાનું !

પોતાનું કામ આટોપી, સતી તૈયાર થઈને આવ્યાં. જાણે એમની જ રાહ જોઈને આત્મા થંભી રહ્યો ન હોય! મંગળજી ભટ્ટનો આત્મા ચાલ્યો ગયો. સહુએ સ્મશાનયાત્રાની તૈયારીઓ કરી.

રૂપા સતી થવાની વાત પવનવેગે ગામમાં પ્રસરી ગઈ. લોકોનાં ટોળેટોળાં જોવા આવવા લાગ્યાં. ચૌદ ચૌદ ચૂંદડીઓ ઓઢી સતીએ પતિના શબ પછવાડે ચાલવા માંડયું; આગળ વાજિંત્રોના નાદ સાથે સહુ ચાલ્યું. જાણે આનંદ–ઉત્સવ થતો હતો.

"થોભો, થોભો! ઘડી રાહ જુઓ!" જાડે લૂગડે કણબી જેવા જણાતા કોઈ માણસે હાથમાં કાગળ સહિત શ્વાસભેર દોડી આવતાં, મહામુસીબતે શબ્દો ઉચ્ચાર્યા. સહુ જોઈ રહ્યું: "આ કોણ?"

"ઓહો! સાકરીયા પટેલ! તમે કયાંથી?"

"કુંથારીએથી."

"અત્યારે?"

"હા, સતી થવાની વાત સાંભળીને દોડતો આવ્યો."

"હાથમાં શું છે?"

"તમને ખબર નથી?"

"ના."

"હું મંગળજી ભટ્ટ પાસે હજાર રૂપિયા માગું છું એનું એ ખત છે."

સહુને ધ્રાસકો પડયો કે આણે આ ટાણે મંગળજી ભટ્ટનું મોત બગાડયું. અત્યારે ઉઘરાણી હોય!

"ચર... ર... ર...!" અવાજ પેલા ખતનો થયો, ને એ ખતના ચીરાડા સતીના પગલામાં નાખતાં એ સાત પેઢીથી ઊતરી આવેલા નાતાવાળાએ માથું નમાવ્યું.

"પટેલ, આ શું?"

" માજી! પાછાં વળો. છોકરાં નાનાં છે. "

" તમે બધાં છો ને ?"

પટેલ ચૂપ રહ્યો: "માજી! તમારાં છોકરાં મોટાં થશે ત્યાં સુધી એક મણ રૂ, એક કળશી દાણા અને દૂધ દર વર્ષે હું પૂરું પાડીશ."

" તમારે ત્યાં ખૂબ સંતતિ વધો, ને બોલ્યું વચન પાળો!" સતીએ આશીર્વાદ આપ્યો.

" એ આપના જ પ્રતાપે, "

એ ખસ્યા અને ગલાલબાએ ઝટઝટ લાવીને પરસોતમ ભટ્ટની વહુને પગે લગાડયાં. સતીએ એમને ઓળખ્યાં અને આશીર્વાદ દીધો.

" ચાર ચાર દીકરીઓને રમાડવા એકે ભાઇ નથી, એનું શું ? "

" એને આજથી નવ માસે પુત્ર થશે. ઊઠો!" સતીએ આશિષ દીધી.

" કાંઈ નિશાની ?"

" નિશાની એ જાણજો કે નવ માસે પુત્ર અવતરશે."

" બીજું કાંઈ ?"

" જમણા કાને લેખણનું નિશાન હશે; એ સતીની એંધાણી !"

" આશીર્વાદ તમારો, માજી !"

સહુ નમ્યું, અને ખડકી આવી. ખડકીએ થાપા આપી સહુ આગળ વધ્યું.

*

ગામના ચોરે ગામના ગરાસિયા આજે નવો સ્વાંગ ધારણ કરી એકત્ર થયા હતા. આજે બ્રાહ્મણી બાઈ સતી થાય એમાં આપણા

ગામની પણ આબરુ વધે છે, એવી તેઓ માંહોમાંહે વાતો કરે છે, ત્યાં તો 'જે અંબે' કરતું સઘળું ગામ ત્યાંથી નીકળ્યું.

ગામના ગામેતીએ ચૂંદડી ધરી કહ્યું: "માતા, આટલું સ્વીકારો!"

એ ચૂંદડી માતાએ ઓઢી. "મોરલીધરનાં બેસણાં ને દેવાણીનું કુટુંબ કુશળ રહો!" આશીર્વાદ દઈ સતી આગળ ચાલ્યાં.

ઝાંપે માણસોની મેદની સમાતી ન હતી. આસપાસનાં ગામડાંનાં માણસો કેટલાંક એ જોવા, કેટલાંક દર્શન કરવા એમ જુદા જુદા વિચારે આવ્યાં હતાં. મનુષ્યસ્વભાવ કદીયે એકસરખો જોવામાં આવે છે ખરો?

સતીએ પતિનું શબ ખોળામાં લીધું. એમણે બે હાથ જોડી સૂર્યદેવની સ્તુતિ કરીને નમન કર્યું અને હસ્યાં.

"ભાભી! કાંઈ દેખાય છે?" ભવાનીશંકર ભટ્ટે પૂછ્યું.

"મારી સાસુ ને માસીજી પધાર્યાં છે!"

"કાંઈ કહે છે?"

"તેઓ કહે છે કે વિલંબ કેમ થાય છે? આ અમૃતકૂંપા તારે માટે છે."

સહુ સ્તબ્ધ થયું. એક પણ રાડ, અવાજ કે ચીચિયારી કર્યા સિવાય થોડી વારમાં પોતાના હાથે જ માથાની લટોમાં મૂકેલા અગ્નિએ સતીના અને તેમના પતિના શરીરને વીંટળાઈ વળી ઢાંકી દીધું. જોતજોતામાં સઘળું રાખનો ઢગલો થઈ પડયું.

ગામે આનંદ કર્યો; સગાંવહાલાં ન રડયાં; અને પરસોતમ ભટ્ટને ત્યાં શું થાય છે તેની સહુ રાહ જોઈ રહ્યું.

નવ માસ પૂર્ણ થતાં તો શિવશંકર ભટ્ટનો જન્મ થયો. જુએ તો જમણે કાને લેખણનાં નિશાન! સહુ સતીમાના આશીર્વાદ ફળ્યા જાણી ખુશ થયું.

અને સંવત ૧૮૯૧ના ચૈત્ર શુદિ ત્રીજના દિને રૂપામા સતીના સંભારણામાં જ્ઞાતિનાં વિદ્વાન બૈરાંઓએ આ ગરબો ગાયો:--

ચાંદો ને સૂરજ બે નિર્મળા રે, નિર્મળા પચ્છેગામનાં નીર;
પચ્છેગામને ગોંદરે રે, રંગે રંગાવો ચીર;
રંગે મંગળજી ભટ્ટનાં મોળીયાં રે, રંગે સતિયલનાં ચીર.

દિયર ભના ભટ્ટને વિનવું રે, ચોંપે ચૂંદડીઓ લઈ આવ;
લાવો ચૂંદડી ઓઢાડીએ રે, સતિયલને થાય છે અસૂર;
સતિયલને થાય છે અસૂર રે, રૂપામાને થાય છે અસૂર.

નણંદ ગુલાલબાને વિનવું રે, ચોંપે ધૂપેલ લઈ આવ;
લાવો ધૂપેલ માથાં ગુંથીએ રે, સતિયલને થાય છે અસૂર;
સતિયલને થાય છે અસૂર રે, રૂપામાને થાય છે અસૂર.

દિયર ભના ભટ્ટને વિનવું રે, ચોંપે કંકુડા લઈ આવ;
લાવો કંકુ પીળ કાઢીએ રે, સતિયલને થાય છે અસૂર;
સતિયલને થાય છે અસૂર રે, રૂપામાને થાય છે અસૂર.

દિયર ભના ભટ્ટને વિનવું રે, ચોંપે ચોખલિયા લઈ આવ;
લાવો ચોખા ખીર રાંધીએ રે, સતિયલને થાય છે અસૂર;
સતિયલને થાય છે અસૂર રે, રૂપામાને થાય છે અસૂર.

ત્યાંથી સતિયલ મા નીસર્યાં રે, આવ્યાં છે ખડકી મોઝાર;
ખડકીએ થાપા મારીયા રે, કંકુડા લાલ ગુલાલ.

ત્યાંથી સતિયલમા નીસર્યાં રે, આવ્યાં છે ચોરા મોઝાર;
ચોરાના ડાયરે પૂછીયું રે, ઘોને સતિયલમા વચન;
"અખંડ મોરલીધરનાં બેસણાં રે, અખંડ દેવાણીનાં રાજ્ય."

ત્યાંથી સતિયલમા નીસર્યાં રે, આવ્યાં છે ઝાંપા મોઝાર;
ઝાંપે તે ઝૂંપી ખડકીઓ રે, દસે આંગળીએ આગ.

સ્વર્ગની શેરી સાંકડી રે, કુંચી કરશનજીને હાથ;
રૂક્ષ્મણી ઢાળે ઢોલીયા રે, રાધા ઓછાડે ઓછાડ;

ધર્મરાજા બેઠા ઢોલીયે રે, પૂછે સતિયલ માને વાત;
" કેમ આવ્યાં તમે એકલાં રે, કેમ મેલ્યો સાસુ સાથ?
" કેમ મેલ્યાં છોરુ વાછરુ રે, કેમ મેલ્યાં મા ને બાપ?"

" ઉઘાડાં મેલ્યાં ઘરના બારણાં રે, કુશળ છે સાસુનો સાથ;
" રમતાં મેલ્યાં છોરુ વાછરુ રે, રોતાં મેલ્યાં મા ને બાપ;
" પુત્ર ગંગાધર ભટ્ટ પારણે રે, દિયર ભના ભટ્ટને હાથ." *

*

આ સતીનાં પગાક્રમ હજુય જાણીતાં છે. એમનાં કુટુંબીઓ એમની સેવા કર્યા કરે છે. આવી સતી માતાઓ કે જેમનાથી સાસરા અને પિયરની બન્ને પેઢીઓ તરી જાય છે, તેમને વંદન હો!

---

* આ રાસડો ગંગાધર ભટનાં પુત્રવધુ ગં. સ્વ. કુંવરબા પાસેથી મળ્યો છે. —સંગ્રાહક.

## ૧૨. . . . . . . . ભક્ત રોહીદાસ

"ભગત ! રામ રામ !" કુંડને કાંઠે ચામડા ઉપર રંગનું પોતું ફેરવતાં ચમાર રોહીદાસને એક મુસાફરે આવી રામરામ કર્યા. ભગત રોહીદાસ જાતના ચમાર હતા. શિવભક્તિમાં લીન રહી એ પોતાનું સંસારી કર્તવ્ય ચામડા રંગવાનું કામ કર્યા કરતા. એમની ભક્તિ અનન્ય હતી, અને એની ખ્યાતિ આખાયે કાઠિયાવાડમાં ફેલાઈ હતી.

"ભાઈ, રામ, શેઠ ! આ બધી શી ધમાલ છે ?" રોહીદાસે રંગનું પોતું ઊંચું લઈ માર્ગે ચાલ્યા જતાં ગાડાંની હેડ તરફ નજર કરી ને રામરામ કરી ઊભેલા શ્રદ્ધાળુ ભક્ત વણિક શેઠને પૂછ્યું.

"ભગત ! સંઘ કાશીએ જાય છે," ગૌરવભર્યા અવાજે એણે હાથ જોડી કહ્યું.

"જાત્રા કરવા ? ધન્ય ભાગ્ય, ધન્ય ઘડી !" ભગતને ઊભરો આવ્યો.

"ભગત ચાલો ને તમેય."

"પાડ તમારો ભાઈ, પણ જુઓ ને હમણાં ક્યાં ઘડીનીયે નવરાશ છે ? હરિભજન કરીએ ને ભગવાનના નામની માળા ફેરવીએ એ અમારે મન જાતરા. પણ મારા વતી દર્શન કરજો."

"બીજું કાંઈ?" ભક્ત રોહીદાસની ખ્યાતિથી સહુ પરિચિત હતું. એના જેવો ભક્ત એ એમને મન જાત્રાસ્થાન હતું. સંઘના માણસો બધા ભક્તરાજના દર્શને ટોળે વળ્યા હતા.

માથું ખંજોળતા ભગત ઊઠ્યા, પોતાની નાનીશી ઝૂંપડીમાં ગયા અને હાથમાં ચૂંદડી અને શ્રીફળ લાવી આગળ ધરી બોલ્યાઃ "સંઘપતિ! આટલું મારું કામ કરશો?"

"શું?"

"માતાજીને આ ચૂંદડી અને શ્રીફળ પહોંચાડશો?"

"એ અમને શું ભાર કરે છે? આટલાં બધાં ગાડાં, ઘોડાં, વાહનો છે, તે કાંઈ આટલું ભારે પડશે?"

"ભારે તો નહિ, પણ મારી શરત આકરી છે."

"શી?"

"મારાં માતાજી ગંગાજી જો હાથોહાથ લે તો જ આપવું."

"અને નહિ તો?"

"પાછું લાવવું," મક્કમતાથી રોહીદાસે ઉત્તર વાળ્યો.

ભોળા મનુષ્યોએ વાત સાચી માની, ઉચ્છૃંખલ યુવાનિયાઓએ મશ્કરી માની, પણ કોઈ બોલ્યું નહિ. સંઘપતિએ દબાતા દિલે ચૂંદડી અને શ્રીફળ લઈ પોતાના બચકામાં બાંધ્યાં. સહુએ રામરામ કર્યા અને સંઘ આગળ ચાલતો થયો, ને રોહીદાસ માર્ગે ઊડતી ધૂળના ઓથામાં કાશીવિશ્વનાથ અને ગંગાજીનાં દર્શન કરી રહ્યો.

૨

"જય કાશીવિશ્વનાથ! ગંગા મૈયાકી જય!" ના પોકારો અને જયધ્વનિઓ વચ્ચે સંઘે ગંગાસ્નાન કર્યું. કાંઠે ઊભેલા અનેક ભિક્ષુકો

અને બ્રાહ્મણોને દાનદક્ષિણા આપ્યાં. પણ ટોળે વળેલાં બ્રાહ્મણો લપ છોડતાં નહિ; પાછળ કપડાં પકડી રાખી પરાણે દક્ષિણા લેવા મથતા, અને યાત્રીઓને અનેક રીતે કનડતા.

સંઘપતિ શ્રદ્ધાળુ હતા. સહુ યાચકોને દાન આપ્યે જતા, પણ 'એ ભક્ત કુ કુછ દીજીએ'ના પોકારો શમતા નહિ. સંઘપતિ કંટાળતો પણ નહિ, ને આપ્યે જતો. પણ સંઘના બીજા જાત્રાળુઓ થાકી ગયા, ને એકે ગુસ્સામાં બોલી નાખ્યું: "ભગતડાં બધાં ન જોયા હોય તો !"

સંઘપતિના કાન ચમક્યા. એના પગ થંભી ગયા. પોતે કાંઈક ભૂલી જતો હોય એવો મનમાં વિચાર થયો, ને દૂર દૂર કાઠિયાવાડને ખૂણે પડેલા ભક્ત રોહીદાસની મૂર્તિ એની સામે ઊભી હોય એમ એને આભાસ જણાયો. એણે હાથ જોડ્યા, ને પાછા ફરી કહ્યું: "ઓ ભાઈ, આપણે ઉતારેથી પેલી ચૂંદડી ને શ્રીફળ લઈ આવો."

બે માણસો ઉતારે દોડ્યા. શેઠે પગલુંય આગળ ન ભર્યું; ત્યાંને ત્યાં થંભી ગયા. આખોયે સંઘ સંઘપતિની પાછળ તપ કરતો હોય એમ ઊભો રહ્યો.

માણસો ટોળે વળ્યા. સહુને કુતૂહલ થયું. એકે પાછળથી કહ્યું: "હમણાં દર્શન બંધ થઈ જશે. શ્રીફળ ને ચૂંદડી ગંગાજીમાં સાંજે નહિ પધરાવાય?"

"ના. મારાથી તે પહેલાં આગળ નહિ જવાય. મારે તો પહેલાં દર્શન ગંગા માતાનાં કરવાં છે. મારાંયે ધન્યભાગ્ય કે રોહીદાસના સંપેતરાથી ગંગાજીનાં દર્શન થશે. બાકી સ્નાન તો સહુ કરતા હશે, પણ માતાજીએ દર્શન કેટલાંકને દીધાં? આ તો કપૂરનું વેતરું છે. સમજ્યા!" સંઘપતિના અડગ નિશ્ચયને જોઈ બોલનારો નીચું

જોઈ ગયો, ને એટલામાં શ્રીફળ ને ચૂંદડી લેવા ગયેલા પેલા માણસો આવી પહોંચ્યા.

સહુ ઘાટ ઉપર આવ્યું. સંઘપતિએ બે હાથ જોડી બોલવા માંડ્યું: "માતાજી! આ તમારું સંપેતરું; તમારા ભક્ત રોહીદાસે મોકલ્યું છે. પણ અમારા ઠરાવ મુજબ હાથોહાથ લેશો તો જ આપીશ, નહિ તો પાછું લઈ જઈશ, માટે માતાજી! દર્શન આપો."

લોકો આ સાંભળી આશ્ચર્ય પામ્યા. કુતૂહલ દૃષ્ટિએ સહુ વીંટળાવા લાગ્યું, અને માનવમેદની ઘાટ ઉપર હેલે ચઢી. હૈયેહૈયું દબાવા લાગ્યું. હમણાં કોઈ ધકેલાઈને ગંગાજીમાં પડશે એવી ધક્કાધક્કી થતી હતી. સહુ દર્શન માટે આતુર અને અધીરું હતું.

ગંગાજીનાં જળ સ્થિર બની ગયાં, ને સહુની અજાયબી વચ્ચે ગંગાજીનાં શ્વેત જળમાંથી કમળ શો શોભતો હસ્તદંડ બહાર આવ્યો. સોનાનું હીરે જડેલું કંકણ ઝળહળી રહ્યું હતું. સંઘપતિએ ગદ્‌ગદ્ કંઠે સ્તુતિ કરતાં શ્રીફળ અને ચૂંદડી માતાજીના હાથમાં મૂકયાં. હાથ તરત જ અંદર ખેંચાઈ ગયો, પણ જાણે દિગદિગંતમાંથી ભણકારા આવતા હોય એવો અવાજ આવ્યો: "ભક્તરાજ માટે પ્રસાદી લેતા જજો!"

ભક્તની આબરૂ જાય એ દેવની આબરૂ જવા બરાબર છે. ગંગાજીએ ભક્તનું હૃદય પારખ્યું હતું. એની ભક્તિને વશ થઈ ગંગાજીને સાક્ષાત્ પધારવું પડ્યું હતું. કાંઠે ઊભેલા મનુષ્યો ચાંડાળ ભક્તરાજની ભક્તિ અને દેવની કૃપા જોઈ આભા બની ગયા, અને મોંમા આંગળા નાખી ગયા. એટલામાં ફરી પાછો એ જ શોભિતો હાથ બહાર આવ્યો. કાંડા ઉપરનું કંકણ આંગળીઓ વચ્ચે રમતું હતું. સંઘપતિએ વાંકા વળી કંકણ લીધું. ભક્તરાજને પ્રસાદી પણ એને યોગ્ય જ હોય ને!

સહુએ માન્યું કે ભક્તરાજને હવે ધંધો કરવો નહિ પડે, અને નિરાંતે ઇશ્વરભજન કરી જન્મારો સાર્થક કરશે.

સંઘપતિ આજે સાક્ષાત્ ગંગા માતાનાં દર્શન કરી કૃતાર્થ થયો. એની કાશીની જાત્રા ફળી. એણે પોતાનો જન્મ સફળ માન્યો અને ગૌરવ ભર્યો એ પોતાને ઉતારે ચાલ્યો ગયો. આખાયે ગામમાં એક જ વાત થતી: "કોઈ કાઠિયાવાડીને માતાજીએ સાક્ષાત્ દર્શન આપ્યાં, ને કંકણ ભેટ આપ્યું."

ભક્તરાજ સંઘપતિનાં દર્શને ગામ હલક્યું, સહુ માનતું કે સંઘપતિ ઉપર માતાજી પ્રસન્ન થયાં છે. મોટા માણસનાં કામ કરતાં કરતાંયે ઘણી વખત અમૂલ્ય લાભ મળે છે.

૩

"ભક્તરાજ! આ તમારું કંકણ!" ભક્તના ચરણકમળમાં કંકણ મૂકી સંઘપતિએ લાંબા થઈ દંડવત્ પ્રણામ કર્યા, ને એનો ચરણસ્પર્શ કરવા પગ ઝાલ્યા.

રોહીદાસજી આઘા ખસ્યા: "હં, હં, શેઠ અભડાશો."

"આભડછેટ તો ગંગા માતાજીએ ટાળી. હવે આભડછેટ કેવી?" હાથ જોડી ઓછો ઓછો થઈ જતો સંઘપતિ સજળ નયને ભક્તરાજનાં દર્શન કરવા લાગ્યો. પાછળ ચાલ્યો આવતો સંઘ આ જોઈ રહ્યો ને નજરે જોયેલ ચમત્કારથી અંજાઈ સહુએ ભક્તરાજનાં દર્શન કર્યાં.

"સંઘપતિ! આ કંકણ લઈ જાવ."

"ના, એ આપનું છે; માતાજીએ આપને મોકલ્યું છે. માતાજીની એ પ્રસાદી!" સંઘપતિએ નિર્લોભી હૃદયે કંકણ આગળ હડસેલ્યું.

એ જૂના જમાનાના મનુષ્યો આજના જેવા લોભી કે કપટી ન હતા. શુદ્ધ દિલના સંઘપતિની સચ્ચાઈ દેખાઈ આવતી. સાચો સજ્જન ભક્ત જોઈ, રોહીદાસ પણ પોતાની જાતને ધન્ય માનવા લાગ્યા.

" સંઘપતિ ! મારે વાંઝિયાને આ શા ઉપયોગનું ? પહેરનાર કોણ છે ? વળી મારા જેવા રંકને ઘેર એ ન શોભે. આપની મહેનતથી જ એ આંહીં આવ્યું છે, માટે એ આપ લઈ જાઓ. '

પણ સંઘપતિ માન્યો નહિ. શ્રીફળ વધેર્યું ને પ્રસાદી વહેંચાયા પછી સહુ તૈયાર થયું. ભક્તે કંકણ હાથમાં લઈ સંઘપતિને આપ્યું: " સંઘપતિ ! આ ગરીબ સેવક રોહીદાસની પ્રસાદી લઈ જાવ, ના ન કહેશો. તમારે ઘેર માતાજીની કૃપાથી લીલાલહેર થશે. "

સંઘપતિ થીજી ગયો. એણે ભક્તરાજનો આશીર્વાદ લીધો ને કંકણ લઈ ગયો. પણ એને થયું કે આવું કિંમતી કંકણ—આવી દેવતાઈ વસ્તુ સાધારણ માણસને ઘેર ન શોભે; કાં તો રાજદરબારે અને કાં તો દેવદરબારે આવાં રત્નો સચવાય, એમ માની એણે કંકણ પોતાના પ્રજાપ્રિય નૃપતિ—પોતાના રાજધણીને ભેટ ધરવાનો નિશ્ચય કર્યો.

શેઠે ગંગાજળ, કાશીવિશ્વનાથની પ્રસાદી અને કંકણ, એક થાળમાં મૂકી મહારાજાને ભેટ ધર્યાં. જૂનાગઢનો રા' એ કાઠિયાવાડનો ધણી. એના રાજ્યની વસ્તી બીજે કયાં જાય ? એ તો પોતાના ધણીને જ ભેટ આપે ને ! "

કંકણ જોઈ રાજા ખુશી થયો. રાજ્યમાં એવા અનેક માણસો જાત્રાએ જઈ આવે ને ભેટ ધરે એમ માની રાજ્યની ઉપાધિમાં—જંજાળમાં ગૂંથાયેલા રાજાએ વધારે પૂછપરછ સિવાય ભેટ મહેલમાં મોકલી આપી, અને પેલું કંકણ પોતાની કુંવરીને મોકલ્યું. સંઘપતિ ભેટ ધરી ખુશ થતો પાછો વળ્યો.

સ્ત્રીઓ તો ઘરેણાં જોઈ ખુશી થાય જ. કુંવરીએ કંકણ પહેર્યું, અને એનો આખોયે હાથ શોભી ઊઠ્યો. પણ બીજો હાથ અડવો અડવો લાગ્યો અને કુંવરીને એવા બીજા કંકણની રઢ લાગી. એણે બીજું કંકણ અપાવવા હઠ લીધી. સ્ત્રીહઠ–પુત્રીહઠ આગળ રાજાનું ચાલ્યું નહિ. પણ બજારમાં આવા દેવતાઈ કંકણની જોડ ક્યાંથી મળે? છેવટે રાજાએ સંઘપતિને બોલાવી કહ્યું: "સંઘપતિ! આ એક કંકણથી તો રાજકુંવરી રીસાયાં છે; બીજું લાવી આપો."

"મહારાજા! મારી પાસે બીજું નથી."

"ખોટું! એક કંકણ હોય જ નહિ; હોય તો જોડ જ હોય."

"સાચું, અન્નદાતા! પણ આ ઘડાવેલું નથી; દેવતાઈ છે."

"દેવતાઈ! તમારી પાસે ક્યાંથી?"

સંઘપતિએ શરૂઆતથી બધી વાત કહી સંભળાવી. ધ્રૂજતો સંઘપતિ વાતને અંતે ખીલી ઊઠ્યો. વાત સાંભળી રાજા આશ્ચર્યમાં સ્તબ્ધ બની ગયો; એનાથી બોલાઈ ગયું: "મારા રાજ્યમાં આવા ભક્તચૂડામણિ છે!" ગૌરવભર્યા એના ચહેરા ઉપર લાલી પથરાઈ ગઈ.

૪

"પધારો, પધારો, અન્નદાતા! મારાં આજે ધન્ય ભાગ્ય ધન્ય ઘડી." ગરીબ રોહીદાસે તૂટલ ખાટલી ઉપર ફાટલ ગોદડી પાથરી, સામા આવી રાજાનો હર્ષથી સત્કાર કર્યો અને આસન ઉપર બિરાજવા વિનંતી કરી; અને ઓચ્છો ઓચ્છો થઈ જતો હોય એમ દોડતો કુંડ ઉપર જઈ અંદરથી પાણીની અંજલિ ભરી લાવ્યો.

"અન્નદાતા! આ ચરણામૃત."

પણ ઢેઢ-ચમારના કુંડનું પાણી કેમ પીવાય!–રાજા ખંચાયો. પરંતુ ભક્તરાજના પ્રભાવથી અંજાયો, એટલે એનાથી ના ન કહેવાઈ.

એણે અંજલિ લીધી ખરી, પણ હોઠે અડાડીને અંગરખાની બાયમાં ઉતારી નાખી.

હર્ષોન્માદમાં ઘેલા બનેલા ભક્તરાજને કાંઈ ખબર પડી નહિ. એ પોતાનું ચમારદેહસ્વરૂપ ભૂલી ગયો, અને એક જ વિભુના બાળની પેઠે એણે મહારાજને સત્કારવા માંડયા.

અનુચરો પણ આભા બન્યા. એક અંત્યજ મહારાજાને અડે એ એમનેય નવાઈની વસ્તુ લાગી. પરંતુ ખુદ ધણીની હાજરીમાં એમનાથી બોલાય પણ શી રીતે ? સહુ સમસમી રહ્યું.

વખત થતાં મહારાજા પોતાના મહેલે ગયા. ભક્તરાજનો હર્ષ કોઈ વિરલ પ્રસંગે જ આટલો ઉભરાતો.

ઘેર આવીને મહારાજાએ કપડાં કાઢી નાખ્યાં. અંગરખાની બાંયમાં બધે ડાઘા થઈ રહેલા. સાત બોળિયાં સ્નાન કરી મહારાજાએ કપડાં દાસીને ધોવા માટે આપી દીધાં.

દાસી ધોતી જાય, અને જોતી જાય. પણ ડાઘ ન જાય. એણે ડાઘ સૂંઘી જોયા તો ખૂશબો મહેકી રહી હતી. એને કાંઈ સમજણ પડી નહિ. એણે તરત જ ડાઘને ચૂસ્યો અને એનાં અંતરચક્ષુ ઊઘડયાં. એ દોડતી દોડતી મહેલમાં આવી ને રાણીજીને એ વાત કહી.

રાણી નવાઈ પામી. એણે મહારાજાને પૂછયું : " આ ડાઘ શાના ? "

" એ તો ભક્ત રોહીદાસની પ્રસાદીના. "

" રોહીદાસ કોણ છે ? '

" છે તો એક ચમાર, પણ ભક્તચૂડામણિ છે. "

" આ દાસી તો તરી ગઈ. એને જ્ઞાન થયું. "

મહારાજાના કાન ચમક્યા. એમને પોતાની ભૂલ સમજાણી, અમૃત ગુમાવ્યાનું દુઃખ થયું. એ તો તરત જ પાછા રોહીદાસના દર્શને ચાલી નીકળ્યા.

ભક્તરાજે મહારાજને સત્કાર્યા. પણ એ અંતરનો ઉમળકો ક્યાં? એ ઉલ્લાસ ક્યાં? ભક્તરાજ પોતાના દેવનું અપમાન કેમ સાંખી શકે? એ મૂંગા બેસી રહ્યા. એ સમજી ગયા હતા કે મહારાજાએ ચરણામૃતને છોડયું છે; નહિ તો ફરી વખત આવા દિદારે ન આવે.

"ભક્તરાજ, પ્રસાદી આપો!"

"મહારાજા! ગંગાજી તો પધારી ગયાં. અત્યારે તો ચમારના કુંડનું પાણી છે; પીવું હોય તો આપું.'

મહારાજા શરમાઈ ગયા; ભોંઠા પડી એ ચાલ્યા ગયા; પણ એથી ભક્તરાજને શુ?

એ ભક્તરાજ વિદેહ થયા છતાંય પાછળ પોતાની યાદગીરી મૂકી ગયા છે. હાટીના માળીયાથી ત્રણ ગાઉ દૂર ગાંગીયા ગામને પાદરે શિવમંદિરની નીચેથી વહેતો જળપ્રવાહ હજુ એ કુંડમાં પડી પછી નદી તરફ વહી જાય છે. નવાઈ લાગે છે કે શિવલિંગ નીચે એ ઝરણાં ક્યાંથી આવતાં હશે!

રમણીય કાઠિયાવાડમાં આવાં તો અનેક સ્થળો છે કે જ્યાં જૂનો ઇતિહાસ છૂપાયો છે. ભક્ત રોહીદાસની આ કથા ગામના વૃદ્ધો હજુય આપણને કહે છે.

## ૧૩. . . . . . . સાવજનું ખોટણ

"**બાનડી!** હજુ તેં આ ઓરડો પૂરો શણગાર્યોયે નથી, ને બહેનબા તો હમણાં આવશે. તને તે કાંઈ ભાન છે કે નહિ?" ચુડાના ઠાકોર રાયસિંહજીનાં પત્નીએ પોતાની દાસીને ઓરડો શણગારવા ઉતાવળ કરવા કહ્યું.

"બા, હમણાં જ પૂરું થઈ જશે. એકલે હથે કામ છે તે વાર તો થાય જ ને!"

"તો બીજાઓને બોલાવ ને!"

"બા, બીજાં બધાંય કામે લાગી ગયાં છે. નવરું કોણ બેઠું છે કે મદદે બોલવું?"

ત્યાં તો ધ્રીબાંગ ધ્રીબાંગ ઢોલ વાગ્યા. શરણાઈઓના તીણા અવાજે પવનની પાંખે ચડી રાણીવાસના ઓરડાઓમાં રાણીજીનાં બહેનબા પધાર્યાના મંગળ ધ્વનિઓ પાથરી દીધા. બહેન અને દાસી બન્નેએ ઝપાટાભેર ઓરડો શણગારી લીધો. સારીયે રિયાસત એક જ ઓરડામાં ખડી કરી દેવામાં જરાય સંકોચ રાખ્યો ન હતો. કુશળ દાસીએ કોઈ ચક્રવર્તી ભૂપાળના મહેલ જેવો ઓરડો ખીલાવ્યો હતો.

વાંકાનેરના રાજસાહેબની સાહ્યબી નજરમાં રાખી રાજસાહેબનાં રાણીજીને જરાય ઊણપ ન લાગે અને પોતાનું ખોટું ન કહેવાય એ દૃષ્ટિએ બધાં સાહિત્યો ગોઠવ્યાં હતાં. વાંકાનેરના રાણી સાહેબ ચુડાનાં રાણી સાહેબનાં મોટાં બહેન હતાં, અને આજે એ પોતાનાં નાની બહેનને મળવા ચુડા પધાર્યાં હતાં.

મોટાં બહેને આવી બહેનનાં ઓવારણાં લીધાં, ને બન્ને બહેનો ભેટી પડયાં. વાંકાનેરવાળાં બાઈ કોઈ દેવમંદિરમાં ઘરેણાં પહેરી–સોનાથી લદાયેલાં પૂતળાં પેઠે ભાર વેંઢારતાં હતાં. નાનાં બહેનની સારી રિયાસતની આવક લશ્કર પાછળ ખર્ચાતી હોવાથી બહેન ઉપર ઘરેણાંની સજાવટ આછી પાતળી દેખાતી. ગર્વીલી મોટી બહેનની દૃષ્ટિએ તરત જ આ વાત ચઢી અને એને પોતાની રિયાસતના ગર્વનો નશો ચઢયો. પોતાના કરતાં સામા માણસને હલકા પાડતાં મનુષ્ય કોઈ અજબ રીતે ખીલે છે. પોતાના ગર્વિષ્ઠ માનસને રંજન કરતાં સામા માણસની મનોદશાની જરાયે કોઈ પરવા કરતું નથી. રાણીએ પોતાનાં નાનાં બહેનને વાત વાતમાં પોતે એના કરતાં ઊંચાં છે, રિયાસતમાં વધુ છે, એવો ઊંચા નીચાનો તફાવત બતાવવા માંડયો.

રાજ્યના નિયમ મુજબ બાનડીઓ મોટાં બહેનની સેવામાં ખડે પગે ઊભી રહેતી. પોતાનાં નોકરોની દૃષ્ટિમાં પોતાનાં મોટાં બહેન પોતાને હલકાં પાડે છે એ સમજણ તો રાણીજીને જરૂર હતી, પણ બહેનબા મહેમાન છે, મોટાં છે, એમ સમજી એ અપમાન ગળી જતાં ને વાતને હસી કાઢતાં.

"બહેન! તારું ઘરેણું કેટલુંક? ઠાકોર સાહેબ રીસામણે તો નથી ને?"

"ના રે, બહેન! મારેય ઘરેણું તો ઘણુંય છે, અને તે વળી તમારાં કરતાં ખૂબ પાણીદાર છે."

મોટાં બહેન સમજ્યાં કે એનાં ઘરેણાં કોઈ પાણીદાર જવાહીરનાં છે, એમ મને સમજાવી એ પોતાનાં માણસો પાસે પોતાની મોટાઈ જાળવી રાખે છે. આવા નાના રાજ્યની રાણી પાસે વળી અમારા જેટલી સમૃદ્ધિ કયે દિવસે હતી?

સામો માણસ બોલતાં થોથવાય અથવા એ બોલવા પાછળ ભાવી ગર્ભમાં જૂઠાણાનાં ઓળા દેખાય તો માણસ એનો તંત પકડે છે અને અંત સુધી એનો પીછો છોડતો નથી. રાણીએ પોતાના તંતને વળગી રહી વળી કહેવા માંડ્યું:

"બહેન! ઘરેણાં વગર આપણો શોખ કેમ પૂરાય? તું ન પહેર અને હું પહેરું એથી તો મને શરમ થાય છે."

"હુંય પહેરીશ."

"પહેરીશ એમ નહિ, અત્યારે જ પહેર અને નહિ તો પછી લે આ મારું પહેર."

બાઈ મૂંઝાણાં. બહેનનું પહેરાય? ત્યારે? રાજ્યમાં તો નથી. શું કરવું? એ વિચારે એમના હૈયામાં ઊંડું ઊંડું દુઃખ થયું. પોતાની બહેન આજે પોતાની આબરૂ ઉપર હાથ નાખે છે એમ એનાથી ઉઘાડું કહેવાય એમ ન હતું. એમણે બુદ્ધિની મદદ લીધી ને બહેનને ઠાવકો જવાબ આપ્યો: "આપ તો મહેમાન કહેવાવ, આપનાં ઘરેણાં મારે શા માટે પહેરવાં જોઈએ? મારે ક્યાં નથી?"

"બહાર ન હોય તો કાંઈ કઢાવવાં નથી; આ પહેરો," કહી મોટી બહેને પોતાના હાર ડોકમાંથી કાઢી નાની બહેન સામે ધરવા માંડ્યા.

નાનાં બહેન એની પાછળ રહેલી મનોભાવના સમજી ગયાં. એમણે તરત જ ખડખડ હસતાં કહ્યું: "હવે રહેવા દો. બહેન! એવાં પારકાં ઘરેણે મારી શોભા થોડી જ વધવાની છે?"

"પારકાં શેણે? આ પણ તારાં જ છે ને !"

ને બહેનની આંખોમાં તેજ ચમકયાં. માણસની ધીરજનેય હદ હોય છે; "કોઠી ધોયે કાદવ નીકળે" એ કહેવત મુજબ નાની બહેનનો કાબૂમાં રાખેલ ક્રોધનો જવાળામુખી ફાટી નીકળ્યો. એ ઊઠી ને ઊભી થઈ અને કોઈને કાંઈ વહેમ પડે તે પહેલાં બહાર નીકળી ગઈ.

૨

"એક તો, તમારાં બહેન ! વળી આપણાં મહેમાન, અને રાજ સાહેબ જેવા સાથે વેર થાય. આ બધું કેમ ભૂલી જાઓ છો?" ઠાકોર સાહેબે પોતાની સામે જ રીસમાં કંપતાં રાણીને હિસાબ ગણાવતાં હોય એમ જવાબ આપ્યો.

"એ ગમે તે હોય. મારી મશ્કરી કરે, મારી આબરૂ લે, એ મારી બહેન? એનો બદલો ન મળે ત્યાં સુધી મને જંપ નહિ વળે," રાણીએ પોતાના છૂટા વાળને પીઠ પાછળ ધકેલ્યા. એની નાગણની પૂંછડી પેઠે વળ ખાતી છૂટી લટો, ભવ્ય કપાળ અને લોહી ઝરતી આંખે કંપતો દેહ કોઈ દેવી સમાન દીપી રહ્યો હતો.

"રાણી ! આ તમે એકલા વેરને નોતરું નથી આપતાં; પણ કોઈ અગમ્ય ભાવીને આહ્વાન કરી રહ્યાં છો."

"રાજપૂતો ભાવીનો વિચાર કરતા હશે, એ તો આજે જ જાણ્યું," રાણીએ રીસમાં પીઠ ફેરવી ને એનાથી ધ્રૂસકું મુકાઈ ગયું.

સ્ત્રીહઠ પાસે રાજહઠ હારી ગઈ, અને રાતોરાત છૂપો હુકમ ફેરવાઈ ગયો. કાલે સવારે કોઈ પણ માણસે બહાર ન જવું અને રાજદરબારે કચેરીમાં સશસ્ત્ર સજ્જ થઈ આવવું.

સારાયે શહેરમાં અનેક વાતો થવા લાગી. પણ છેવટે વાત ખોલે બંધાઈ! અનુમાને નક્કી થયું કે રાણીજીનાં મોટાં બહેન પધાર્યાં છે

એમના માનમાં કાલે કચેરી છે. મોટી બહેનને પણ એ વાત મળી. અને એ પોતાની મોટાઈનો પ્રભાવ બતાવતાં હોય એમ એની દરકાર ન કરતાં વાત સાંભળી–ન સાંભળી કરી એમણે વાતને દાબી દીધી.

પરોઢમાં તો આખો રાજમહેલ ખળભળી ઊઠયો. ચોમેર ધમાલો થતી. દાસદાસીઓ અને નોકર-ચાકરોમાં કોઈ અકથ્ય વેદનાભરી રાણીનાં દર્શન થયાં. રાણીની અસ્વસ્થ સ્થિતિ જોઈ બધાં સંકોચાઈ ગયાં ને ગુસપુસ વાતો કરવા લાગ્યાં. એ રોષ કોના ઉપર ઊતરશે એ ભીતિએ સહુ હાંફળા હાંફળા બની આઘા પાછા થવા પ્રયત્ન કરતા.

રાણી ઘડી ઘડી બારીએ ડોકાઈ જતાં રહેતાં. આજે તો ચોટલો ગૂંથવા જેટલીયે ફુરસદ એમને ન હતી. એમની આંખોમાં અધીરાઈ સ્પષ્ટ દેખાતી.

બહાર સૈનિકો, પહેરેગીરો અને લડવૈયાઓની ઠઠ ભરાણી. આખોયે રાજમહેલ માણસોથી ઊભરાઈ ગયો. અનેક જાતના ઘોંઘાટોની પાછળ રાણીનો હૈયાનો વલોવાટ કોઈ સમુદ્રના પૂર પેઠે દેખાતો. ઊછળતાં મોજાં પેઠે માણસો વધતાં ચાલ્યાં ને ધક્કા ધક્કી થવા લાગી. રાણીના હૃદયમાંય એવાં જ મોજાંઓ લોઢાતાં.

રાણીએ હાકલ મારી ને લશ્કર ઉપર ધસ્યું. મોટાં બહેન પોતાના ઓરડામાં બેઠાં બેઠાં શાન્ત ચિત્તે અને ઠંડે કલેજે શૃંગાર સજી રહ્યાં હતાં. ચોમેર ઘરેણાં વેરણસેરણ પડયાં હતાં.

પોતાના દ્વાર ઉપર થતા પગરવના* ધ્વનિથી એમણે ઊંચું જોયું ને નાની બહેનને તલવાર લઈ ઊભેલાં જોયાં, અને પાછળ ઊભરાતા સૈનિકોનાં દળ નીહાળ્યાં. મોટાં બહેન થીજી ગયાં: "બહેન આશું?"

"મોટાં બહેન! તમે તમારાં ઘરેણાં મૂકી દો. જુઓ મારાં આ બધાં પાણીદાર ઘરેણાં. મારાં ઘરેણાં તમારાં ઘરેણાં લૂંટી જશે."

ને તરત જ સૈનિકો તૂટી પડયા. "દગો, દગો" કરતાં મોટાં બહેન નાસી બીજા ઓરડામાં ભરાઈ ગયાં. સૈનિકોએ ચોમેર પથરાયેલાં કીમતી દાગીનાં ઉપાડી લીધાં.

ને પૂર્ણિમાની ભરતીની પેઠે ઉભરાયેલ મનુષ્યદળ ઓટ પેઠે વીખેરાઈ ગયું. બે ઘડીમાં આખો રાજમહેલ શૂન્યકાર બની રહ્યો. મોટાં બહેન રીસમાં બળીને કોકડું થઈ ગયાં, ને આંસુ સારતાં રથ તૈયાર કરાવી પોતાની દાસીઓ અને બે પાંચ માણસો લઈ વાંકાનેર ચાલ્યાં ગયાં. એક કોઠામાં આળોટેલ ભાંડુઓમાં પણ વેરનાં સામ્રાજ્ય પથરાઈ ગયાં.

સ્વાગત પામેલાં બહેન આમ રીસાઈને, લૂંટાઈને, એકલાં અટૂલાં રસ્તે પડયાં; નાનાં બહેને આવીને વિદાય પણ આપી નહિ.

વેર અને દુશ્મનાવટનાં નોતરાં નાની બહેને આપ્યાં તે સ્વીકારીને મોટાં બહેન તેને વાંકાનેરને આંગણે પહોંચાડવા ઝડપભેર વહેતાં થયાં.

મહારાજ રાજસાહેબના રોમ રોમે ક્રોધની જ્વાળા ભભૂકી ઊઠી; પોતાનાં રાણીજી ઉપર હાથ ઉપાડનારને ધમરોળ્યે જ છૂટકો. પણ એવું કારણ બતાવી પોતાનો સંબંધ તૂટે તે કરતાં ટાઢે પાણીએ ખસ કાઢવાની વણિકવૃત્તિ એમના ચિત્તમાં ઘર કરી બેઠી, ને એમનો ઉભરો તરત જ સમાઈ ગયો. વાત વીસારે પડી. વર્ષોનાં વર્ષો પાણીના રેલા પેઠે વહી ગયાં.

એક વાર પાળિયાદનો સોમલો ખાચર ચુડામાં કેદ પકડાયેલ. એની રંજાડથી ત્રાસી ગયેલા રાજાઓ—એ કેદમાં રહે એમ ઇચ્છતા. રાજસાહેબે એવો માણસ શોધવા માંડયો કે જે ચુડાને ધમરોળે. આડકતરી રીતે વેર વાળવા રાજસાહેબે યુક્તિ આદરી. એમણે પોતે જાણે બધું વેર ભૂલી ગયા હોય એવો દેખાવ કર્યો, ને સોમલા ખાચરના જામીન થઈ એને છોડવા કહેવરાવ્યું.

ચુડા ઠાકોર સાહેબે પણ એ માગણી કબૂલ રાખી ને રાજસાહેબે ચુડા આવી એના જામીન થવા કબૂલ્યું. બીજે દિવસે એને જામીન ઉપર છોડવાનો હતો, અને આગલે દિવસે પોતાના ઉતારે સોમલા ખાચરને કસૂંબો પીવા માટે બોલાવરાવ્યો.

ચુડા ઠાકોર સાહેબે કાવતરું રચ્યું. સોમલા ખાચરને છોડવો એમને મન રમત ન હતી. આજે છોડે ને કાલથી જ એમની ઊંઘ ઘરેણે મૂકવી પડે. કોઈનેય સુખે સૂવા ન દે એવો સોમલો ખાચર હતો. એના નામ માત્રથી રડતાં બાળકો ચૂપ થઈ જાય એવી એની હાક હતી. ઠાકોર સાહેબે ઝેરી પોષાક મંગાવ્યો અને સોમલા ખાચરને એ પહેરામણીમાં આપવાની યુક્તિ રચી.

માણસો પોતાનું પાપ ગમે તેટલું છૂપું રાખે, પણ મોભારે ચઢીને પાપ પોતાની કાળી બાજુ પોકારે છે. આ વાતની રાજસાહેબને પણ ખબર પડી ગઈ. સોમલા ખાચરને કસૂંબો પીવા બોલાવી રાજસાહેબે કહ્યું: "સોમલા ખાચર !"

ને લિંબુની ફાડ જેવી આંખોવાળા શૂરવીર સોમલા ખાચરને ઉશ્કેરવાની તક બરાબર સાંપડી હોય એમ એમને લાગ્યું. એમણે તરત જ એને એક બાજુ લઈ જઈ કહ્યું: "સોમલા ખાચર ! તને કાલે પોષાક મળશે."

"બાપુ ! આપના પ્રતાપે."

"પણ એ પોષાક પાછળ તારું મોત ભમતું મને દેખાય છે."

"દગો........" સોમલા ખાચરના મોઢામાંથી રાડ નીકળી ગઈ. એનો સારોયે ચહેરો લોહી ઊડી જતાં સફેદ પૂણિ જેવો બની ગયો.

"કાઠી ! ભાગ્ય, ભાગ્ય ! નહિ તો તારું મોત તને પોકાર પાડતું પકડી પાડશે."

ને કાઠીએ પૂંઠ ફેરવી.

"કાઠી ! એમ નામર્દની પેઠે કાં ઉપડયો ?"

"ત્યારે ?"

"લે આ તલવાર બાંધ. રાજ તારે પડખે છે. ચુડાને ધમરોળ તો તને રંગ કહું," રાજસાહેબે એને પાણી ચઢાવ્યું.

"બાપુ ! મારો કૉલ છે. ન ધમરોળું તો મારું કુળ લાજે."

ને ઘોડે ચડી સોમલો ખાચર ઉપડી ગયો.

"ગયો, ગયો," ના પોકારો થયા. પાછળ ઘોડાં છૂટયાં, પણ ખાચર સહુને દાંતુમાં દઈને હાથ તાળી આપી ગયો. ઠાકોર સાહેબની બધી મનની મનમાં જ રહી ગઈ. રાજસાહેબ વાંકાનેર ચાલ્યા ગયા.

૪

'મારો, મારો'ના પોકારો વચ્ચે રાડ પડયું સંભળાતું ન હતું. ચુડા ઉપર પચાસ–સાઠ ઘોડે સોમલો ખાચર ચઢયો ને રાયસિંહજી ત્રણસો કારડિયા રજપૂત સાથે આફળ્યા. સામસામી તલવારોની રમઝટ બોલી ને પોત પોતાના કાંડાના જોર ઉપર જીવ બચાવવાની હરીફાઈઓ ખેલાઈ રહી. એવે વખતે રાયસિંહજીને હંમેશાં કચેરીમાં પાસે બેસી હોકો ભરી આપનાર અને પાનાર રજપૂતનો એક ફૂટતી મૂછો વાળો દુધબાળ જેવો યુવાન છોકરો અભો સીમમાંથી ઘેર આવ્યો. તેણે સાંતી છોડયું ને બળદ ગમાણે બાંધ્યા ત્યાં એની મા હડી કાઢીને ઘરમાંથી બહાર આવી.

"બેટા ! તું ધીંગાણે નથી ગયો ?"

"મા, શેનું ધીંગાણું ?"

"અરે, પાળિયાદના ઘોડાં ચુડા માથે પડયાં ને રાયસિંહજી સામા આફળ્યા છે. જા, જા, મારું દુધ લજવ મા !"

રજપૂત થંભી ગયો.

"અરે, નામર્દ! હંમેશા કચેરીમાં હોકા ભરીને પાતો ત્યારે સહુ તારી મશ્કરી કરે છે. અને જો અત્યારે નહિ જા, તો તો મોઢુંય બતાવા જેવું તારે નહિ રે. જા, ઝટ જા. પાસે રહેજે ને પાણીનો પોટલિયો પાસે રાખજે. છેલ્લી વેળા સાચવજે."

ને રજપૂતને શૂર ચઢયું. એ ઉપડ્યો. મહારાજાની પડખે ને પડખે રહીને એ લડ્યો. પોતાના હાથ કપાઈ ગયા ને એ પડયો. મહારાજા પડયા પણ જીવ જાય નહિ. પોતાના મોઢામાં બાણ ને પગમાં ધનુષ્યની પણછ ચડાવેલી રહી ગયેલી. જીવ બ્રહ્માંડમાં ચડી ગયેલો.

લૂટે ચડેલું માણુસ પાછું વળ્યું. રસ્તામાં રાયસિંહજીના પગમાં સોનાનો તોડો જોયો ને સેંસો સારવળો એ લેવા ઘોડેથી ઊતર્યો. હલાવતાં મોઢામાંથી બાણ છૂટી ગયું. પણછ ઢીલી થઈ ગયેલી એટલે હૈડિયા ઉપર સહેજ ચરકો થયો ને એણે તરત જ ઉપર હાથ દાબી દીધો.

પાછાં ફરતાં રાઠોડ સરવળે પૂછ્યું: "અલ્યા, આપણામાંથી કોઈ ઘવાયેલું જીવતું છે?"

"તમારા દીકરા," કોઈએ પાછળથી જવાબ આપ્યો.

"કોનો ઘા?" ભયભીત થઈ જતાં બાપે પૂછ્યું.

"એ તો રાયસિંહજીના પગનો તોડો લેવા જતાં બાણનું ફળું જરા ઘસાણું છે."

"અરે, બાપ! એ તો સાવજનું ખોટણ," એણે નિસાસો મૂકયો. એના હૃદયમાં વલોવાટ ઊપડ્યો. દીકરાના મૃત્યુની એને આગાહી થઈ. એના ઘોડાને ઝટ ગામ ભેળું કરવાની તકેદારી રાખી, પણ એની રગે રગે ઝેર વ્યાપી ગયાં. એણે ડોકું નાખી દીધું. વાત વાતમાં એનો પ્રાણ છાંડી ગયો. "મેં નો'તું કહ્યું? સાવજના ખોટણમાંથી કોઈક જ બચે," ને બાપે દીકરાના મૃત્યુ પાછળ પોક મૂકી.

## ૧૪. . . . . . . . . આણંદીઓ

“ખબરદાર ! ઊભા રહો !” પડકાર કરતો એક માણસ જૂની પુરાણી વાવના ઓડા ઓથેથી બહાર નીકળી, સામે ચાલ્યા આવતા બે વટેમાર્ગુનો રસ્તો રોકી ઊભો રહ્યો.

આવનાર માણસોના પગ થંભી ગયા. એક હતો વાણિયો; લીંબડીનો એ કારભારી. સાથે હતો વોળાવીઓ—એક આયરનો દીકરો; જુવાનજોધ અને બાળુડો. એની આંખનાં તેજ અને તરવરાટ કોઈ અનોખી ભાત પાડતાં.

પડકારાથી હેબતાઈ જઈ શેઠે ફેંફેં કરવા માંડ્યું. પણ પેલા આયરની આંખમાં ખુન્નસ ભરાયું. પોતાની વાટ આંતરે એને જરાય મચક કે નમતું કેમ અપાય ? એ જગજૂની પ્રથાએ એ શૂરવીરનું લોહી ઊછળવા માંડ્યું. શેઠના પગ જમીન સાથે જડાઈને ખીલા થઈ ગયા હોય એમ એમનાથી ડગલુંય આગળ દેવાયું નહિ.

“ચાલો,” કહી છોકરાએ આગળ ચાલવા માંડ્યું. રજમાત્ર પણ એની દરકાર ન કરતો હોય તેમ તિરસ્કાર પૂર્વક એ આયરે ડગલા ભરવા માંડ્યાં. શેઠનો ચહેરો બાવરો બની ગયો.

"જાય છે ક્યાં?" કહી લૂંટારાએ હાથ ઝાલ્યો. કોઈ લોખંડી પંજામાં બાવડું જકડાઈ જાય એવી રીતે એનો હાથ પેલી વજ્ર જેવી મૂઠીમાં ઝલાઈ ગયો. પણ એક જ ઝટકે આયરે કાંડું મુકાવી દીધું, ને આઘો ખસી ગયો. છોકરાનું પાણી મપાઈ ગયું.

શેઠને પોતાનું મોત ભમતું દેખાયું. એમણે ગજવું ફંફોસવા માંડયું: "જવા દો ને ભાઈસાબ! મારી પાસે કાંઈ નથી."

"કાંઈ કેમ નથી? જે હોય તે આપી દે."

"આપવાને હજુ બહુ વાર છે," આયરે પડકારો કરી જવાબ આપ્યો.

બે હાથ જોડી વાણિયાએ ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું: "પણ આ અગિયાર પૈસા સિવાય કાંઈ જ નથી."

"અરે અગિયાર પૈસા હોય કે અગિયાર સો રૂપિયા હોય, પણ આયરનો છોકરો વોળાવીઓ થઈને સાથે આવ્યો હોય ત્યારે પહેલાં એનું માથું જાય ને પછી જ એ લૂંટ ઉપર હાથ મૂકાય," આંખોમાંથી શૌર્ય ઉભરાઈ જતું હોય એમ કંપતા દેહે અને વિકાળ બનતાં ચહેરે એણે સંભળાવી દીધું. લૂટારાઓને બાળકના આ સૌમ્ય ચહેરા ઉપર કાંઈક દયા આવી ને કાંઈક બેદરકારી આવી. એને મગતરું સમજી એમણે શેઠ તરફ હલ્લો કર્યો.

આયરે લાકડી પડતી મૂકી પાસે પડેલ નાનો પત્થર ઉપાડી ફેંક્યો. સહેજ બીહામણા ચહેરાવાળો મિયાણો વાવના પગથિયા પાસે ઊભો રહી ડારતો હતો. છોકરાનો ઘા અચૂક હતો. એણે તાકીને ફેંકેલ ફૂલ જેવો પથ્થર ગોળી પેઠે મિયાણાના ડેકરામાં આવ્યો ને તે પડી ગયો. બીજાઓની આંખ ફાટી. સાદુળાએ પથ્થર ઉપાડી ગલોલ પેઠે આંગળીએ ચઢાવ્યો ને માર્યો. એ સીધો બાળકના લલાટમાં

અથડાણો અને જેમ શ્રીફળની કાચલી તડ અવાજ થતાં વધેરાઈ જાય અને પાણીનો દરેડો થાય એમ ખોપરીમાંથી લોહીના ફૂવારા છૂટયા.

શેઠને પોતાનું મોત માથે ભમતું દેખાયું. ચોમેરથી ભયંકર ભૂતાવળના ઓળા ઊતરતા અને પોતાની આસપાસ વીંટળાઈ વળતા એની આંખે તરવરવા લાગ્યા. લૂંટારાઓ હવે મને નક્કી મારી નાખશે એ ભીતિથી એનું લોહી થીજી ગયું. પણ લૂંટારાઓ એને લૂંટે તે પહેલાં તો એ બેભાન બની ધરણી ઉપર ઢળી પડયો.

લૂંટારા ભાગ્યા, ને આવતા જતા વટેમાર્ગુઓની હકીકત ઉપરથી રાજ્યની તપાસ શરૂ થઈ. બોટાદનો આણંદીઓ કુંભાર અને સાદુળો તથા જેમલો એ બે કાળીભાઈ એમ ત્રણ જણની ત્રિપુટી પકડાઈ ગઈ.

ન્યાયાધીશે એમને ફાંસીની સજા કરી ને જે જગ્યાએ આયરના છોકરાનું ખૂન થયેલું તે જગ્યાએ એમને ફાંસી આપવા માટે લોહ-શૃંખલાઓમાં જકડી પોલીસપાર્ટિ સાથે વિદાય કરવામાં આવ્યા.

૨

"તારું હું શેનો રાંધું ? કાળી-ડરકાનું હું તો રાંધવાનો જ નહિ."

"અને હું તારું ટપલાનું રાંધું કાં ? કાંઈ તારા બાપના નોકર ખરા ને ?"

સાદુળો અને આણંદીઓ સામસામા ટપાટપી કરવા લાગ્યા. પોલીસપાર્ટિએ એમને રાંધવા માટે હુકમ કરેલો. ઢસાના પાદરે મુકામ કરેલો. પાસે જ રેલ્વેની વર્કશોપ. કેદીઓની વઢવાડ જોઈ સીપાઈઓ હસતા, અને પોતાના નીરસ જીવનને બહેલાવતા.

છેવટે બન્નેને રાંધવા માટે છૂટ મળી, હાથકડીઓ કાઢી નંખાઈ અને બન્નેએ જુદા જુદા ચૂલા કરવા માટે પથ્થર ભેગા કર્યા.

જમાદાર અને એક પહેરેગીરને સોંપી બીજા પોલીસો રસોઈની ધમાલમાં પડયા. બંદૂકોનો ઓઘો કર્યો, ને કેદીઓની સામે જ પહેરેગીર ટહેલવા લાગ્યો. જમાદારે ડ્રેસ ઉતારી ખીંટીએ લટકાવ્યો, કાર્તુસનો પટ્ટો ખાટલા ઉપર પાંગતે મૂકયો ને માથે ઓઢી ઘસઘસાટ ઘોરવા માંડયું.

સાદુળાએ આણંદીઆ સામે જોયું. એકબીજાની આંખો કોઈ અગમ્ય ગૂઢારથની વાતો ઇશારે કરી લેતી હતી. એક બીજાના મનના ઉભરા સમજાઈ ગયા, ને સંકેત થઈ ગયો. પહેરેગીરે લટાર મારતાં પડખું ફેરવ્યું ને સાદુળાએ પડેલ પથ્થર ઉપાડી સીધો તેના લમણા ઉપર ઝીંકયો. પહેરેગીર બે હાથ ઊંચો ઉછળીને પડયો. એની ખોપરીના ફૂરચા ઊડી ગયા, ને લોહીનાં ખાબડાં ભરાણાં. આણંદીઆએ પોતાનો પથ્થર ખાટલે સૂતેલા જમાદારના માથા ઉપર પછાડયો, ને એનો ચહેરો છુંદાઈ ગયો. ઓય કરવા જેટલોય વખત એને ન મળ્યો. આણંદીઆએ જમાદારનાં કપડાં પહેરી લીધાં, કાર્તુસનો પટ્ટો ભેરવ્યો અને ઓઘામાંથી બંદૂક ઉપાડી લીધી.

સાદુળાએ હડી કાઢી બંદૂકોનો ઓઘો ઉપાડયો ને સામેની વર્કશોપમાં જેમલો અને સાદુળો ઘૂસી ગયા. છીણી હથોડા પડેલા તે વડે ત્રણેયે દંડા-બેડીઓ કાપી નાખી. આણંદીઓ ભાગ્યો. બન્ને કોળી ભાઈઓએ અંદર આશ્રય લીધો, ને બારણાં બંધ કર્યાં. અંદર દારૂગોળાની સામગ્રી, બંદૂકો અને સુરક્ષિત મકાન જોઈ બન્નેએ પોતાનું પાણી બતાવવાનો મનસૂબો કરી લીધો.

આણંદીઆએ બહાર નીકળી જમાદારના ઘોડે રાંગવાળી, ને 'કેદી ભાગ્યા, કેદી ભાગ્યા,' ની બૂમ પાડતો નાઠો. સીપાઈઓ રાંધતા રાંધતા ઊભા થઈ ગયા, બેબાકળા બની આમતેમ દોડાદોડી કરવા લાગ્યા. ત્યાં તો વર્કશોપની બારીઓમાંથી બંદૂકની ગોળીઓનો વરસાદ વરસ્યો. અનેક વીંધાઈને ઊછળી ઊછળી પડવા લાગ્યા.

આણુંદીઓ હાથતાળી દઈ નાસી ગયો.

જેમલો ને સાદુળો અંદર છે એમ ખબર પડતાં પોલીસપાર્ટીઓ બોલાવાઈ ને સાંજના ચાર વાગ્યા સુધી, થતા હલ્લાઓને બન્ને ભાઈઓએ અંદરથી એટલો જ જોરદાર પ્રત્યુત્તર આપી ખાળ્યા.

છેવટે માણસોનું જોર વધતું ભાળ્યું. અંધારું થતાં કદાચ નાસીએ તે પહેલાં ઘેરાઈ જઈએ તો? બન્નેએ તરત જ પાછળની બારીનું બારણું તોડી નાખ્યું ને ઠેકીને મકાનની પાછળની વાઢની વાડ ટપી અંદર આશ્રય લીધો.

ગઢ જેવી માથોડાઢંક વાડ સોંસરવી ગોળીઓની રમઝટ શરૂ થઈ. ભાડુતી સિપાઈઓની હિંમત એ વાડની અંદર જવાની ચાલતી નહિ. એક મરણિઓ સોને ભારે પડે. અને સહુને બૈરાંછોકરાં પાછળ હતાં.

ત્યાં બે રજપૂત ઘોડે ચઢીને ત્યાંથી નીકળ્યા. મામો ભાણેજ માણસોનાં ટોળાં જોઈ થંભ્યા. માણસને કુતૂહલ થાય ત્યારે એને તૃપ્ત કર્યા પછી જ જંપ વળે. એમણે એકને પૂછયું: "ભાઈ શું છે અંદર?"

"બે દીપડા છે," હાથ પહોળા કરી કોઈ ભયની સંજ્ઞા કરી એણે માનવ-દીપડાનું સૂચન કર્યું.

"બે દીપડાને પકડવા આટલા બધા માણસો?" પોતાનું શૌર્ય બતાવતો હોય એવા ગર્વથી ભાણેજે પૂછયું.

"તો આ રહ્યું. પકડી દ્યો ને!" રીસમાં સામાએ પ્રત્યુત્તર આપ્યો. ને તરત જ ભાણેજે પોતાના ઘોડાની સરક મામાના હાથમાં આપી. એક પળ થંભી એણે છળંગ મારી ને એ વાડ ટપી ગયો. માણસોએ એને હવામાં ઊડતો જોયો, અને મ્હોંમાંથી સીતકાર નીકળી ગયો.

જેમલો નીચો વળી ઘોરિયામાંથી ઢોર પેઠે અંદર મોઢું બોળી

પાણી પીતો હતો. ભાણેજે હડી કાઢી પાછળથી એને બથ ભરી લીધી. જેમલાથી રાડ પડાઈ ગઈ: "માર્યા!"

ને સાદુળાએ પાછું વાળી જોયું; પોતાના ભાઈને સપડાઈ ગયેલો જોયો. આ એકની હિંમત ઉપર મદાર બાંધી અનેક માણસો હમણાં જ વાડ તોડી આવશે. છીંડુ પડયા પછી ભાગતાં મૂશ્કેલી પડશે. હજી દિવસ પણ ઘણો છે. એને અનેક વિચારો આવી ગયા.

દયાહીન એ લૂંટારાની આંખો અનેક ખૂનો કર્યા પછી ભયંકર અને વિકાળ બની ગઈ હતી. એનું હૈયું ઉજ્જડ રણભૂમી જેવું સૂકું બની ગયું હતું. સ્નેહ કે દયાના ત્યાં દુકાળ પડયા હતા. એણે બંદૂક તાકીને રજપૂત ઉપર છોડી. પણ ત્યાં તો રજપૂતે ગુલાંટ મારી જેમલાને આગળ કર્યો.

બન્ને વીંધાઈ ગયા, ને તરફડવા લાગ્યા. સાદુળાએ હડી કાઢીને વહેતા ધોરિયામાં પગ મૂકી રજપૂતનું માથું વાઢી લીધું, ને જેમ શ્રીફળ ફંગોળે એમ વાડ ઉપર થઈને બહાર ફેંકી દીધું. લોહીના ધોધ ધોરિયા વાટે વહેવા લાગ્યા.

"લ્યો, આ દીપડો પકડી લાવ્યા," કહી એકે મશ્કરી કરી. મામો નીચું જોઈ આંસુ ભરી આંખે ઘોડો દોરી ચાલ્યો ગયો.

"એનો કાળ એને અહીં ખેંચી લાવ્યો હતો," કહી બીજાઓ વીખરાયા. ને વાડમાં પેસવાની કોઈનીયે હિંમત ચાલી નહિ.

૩

બહારવટાં તો ઘણાયે કર્યાં છે, પણ ઘોડે ચડીને પગના જોર ઉપર મદાર બાંધી પીંડીઓમાંથી લોટ ઊડતો હોય છતાંય ભાગી નીકળવાની તાકાતવાળો અણંદીઓ તો એકલો જ હતો. દસાથી ભાગ્યા પછી એણે નાની નાની લૂંટો શરૂ કરી હતી. એને બહારવટિયા કરતાં લૂંટારા તરીકે સહુ વધુ ઓળખે છે.

દશેક વાગ્યાના સુમારે વાવના મતવાલા ઉપર બેઠો બેઠો એ મળેલી બાતમી મુજબ કોઈની રાહ જોઈ રહ્યો હતો. હાથમાં હોકો પકડી બીજે હાથે એણે આંખે હાથ મૂકી છજું બનાવ્યું, અને દૂર દૂરથી અળાઉને માર્ગે આવતું ગાડું એણે નીહાળ્યું. એની આંખો ચમકી ઊઠી. એના કાળજામાં કોઈ અદૃશ્ય ભાવો ઊપડયા, ને એ તૈયાર થઈને વાવની ઓથે ઊભો.

ધ્રડીછાતમાં ગાડું ત્યાં થઈને નીકળ્યું. પાસેજ નેળ હતી. એમાં ગાડું પેઠું કે તરતજ પાછળથી નેળમાં અણંદીઓ ઊતર્યો. એણે પડકારો કરી ગાડું ઊભું રખાવ્યું ને પોતે હોકો હેઠો મૂકી નેળના ભેડા સાથે ટેકી ગાડાને ઠાઠે જઈ ઊભો રહ્યો. ગાડામાં કાઠી ને કાઠિયાણી હતાં. કાઠી પોતાની સ્ત્રીને આણું તેડી જતો હતો. આણંદીઆને જોતાંજ બન્નેના રામ રમી ગયા. કાળના ભયની આગાહી થતાંજ ભોં ઊકલે નહિ તો પછી આ તો નજરોનજર કાળને જ જોયો, એટલે તો ચેતન પણ સરી ગયું. ઠાઠે ઊભા રહી એણે પડ-કારો કર્યો: "બાઈ, લાવ બધું બહાર મૂકી દે."

બાઈએ ગાડામાં બેઠા બેઠા ભાતાનો ડાબલો એની સામે ધર્યો. ડાબલો લેવા લૂંટારાએ હાથ લાંબા કર્યા અને એનું માથું બાઈ તરફ લંબાયું. ગોળ ચકરી પાઘડી વચ્ચે તોલો દેખાયો, ને બાઈએ લાગ સાધ્યો. પોતાના ખોળામાં જ ઘરેણાંનો દાબડો હતો. બે હાથે ઊંચકી ગોંઠણભર થઈ ભાતાનો ડબો નીચે મૂકતા, લૂંટારાના માથા ઉપરની પાઘડી વચ્ચે ઉઘાડા તોલામાં તે માર્યો.

આણંદીઆને દુનિયા બધી ચક્કર ચક્કર ફરતી દેખાઈ, આંખે લાલપીળાં દેખાયાં અને એ તમ્મર ખાઈ હેઠો પડ્યો.

"કાઠી ! ઊઠ. આડું લઈને ગુડા ભાંગી નાંખ. હમણા કળ વળશે ને ઊઠશે તો મને કે તને જીવતાં નહિ જવા દે," બાઈએ પોતાના ધણીને હાકલ કરી.

પણ મોતને નજરે ભાળ્યા પછી એ દિઙ્મૂઢ બની ગયો હતો. એની આંખોમાં ભીતિ અને કાળજામાં ફડક હતી. એ આખે શરીરે કાંપતો હતો. ભારે કટોકટીનો એ વખત હતો.

બાઈએ ઊભા થઈ ગાડાનું આડું લીધું, ને બેશુદ્ધ અવસ્થામાં તમ્મર ખાઈને પડેલા લૂંટારાના પગ ઉપર ઘા મારી નળા ભાંગી નાખ્યા અને ગાડે ચડી રાશ હાથમાં લીધી, ને પોતાના ગામ તરફ ગાડું હાંકી મૂક્યું.

લૂટારો જાગ્યો ત્યારે એણે પોતાના પગ ભાંગી ગયેલા જોયા, દેહ આખો લોહીથી ભીંજાઈ ગયેલો ભાળ્યો, ને કોઈ શક્તિ એના ઉપર ઘા કરવા ઝઝૂમતી એણે ભાળી. એ આંખો મીંચી ગયો. વળી ઊઠ્યો ને પોતાની જાતને ઢસડતો ઢસડતો મહામુસીબતે અલમપૂર જઈ હળદર ભરીને પડ્યો. હોકો લેવાય એ ઊભો રહ્યો ન હતો.

૪

અનેક લૂટો અને ધાડોથી પ્રજા કંપી ઊઠી. લૂંટારાઓને એમનાં પાપ ખાઈ જાય છે. ખૂબ રાડ થયા પછી એ બગડની સીમમાં દગાથી ઓચીંતો દબાઈ ગયો.

બોટાદમાં પાકું પગીપણું હતું. એ ચોકીદારો એનાથી ત્રાસી ગયા હતા. એમણે બાઈને ફોડી ને તે રાત્રે સૂતેલા ઝૂંપડામાં ઘૂસી ગયા. ભરેલી બંદૂકના લવીંગમાં સૂળો ભાંગી નાખી ને મોટું લાકડાનું ઢેલ લાવી સૂતેલા આણંદીઆની છાતી ઉપર મૂકી ઘણા માણસો ચઢી બેઠા. કોઈ ભયંકર પાપના બોજા તળે એ ચગદાઈ જતો હોય એમ એને લાગ્યું. એણે આંખો ઉઘાડી. પોતાના કાળભક્ષી દુશ્મનો એણે જોયા ને એ બેહોશ થઈને પડ્યો.

માણસોએ એનાં કાંડા કાપી નાખ્યાં. રખેને છૂટે તો ઘમરોળી નાખે, છોકરુંયે જીવતું રહેવા ન દે એવી એમને ભીતિ હતી.

પણ હૂંઠો આણંદીઓ ફરી લૂંટ કરવા બહાર આવી શક્યો જ નહિ.

## ૧૫ . . . . . . . .હનો ટાઢાણો

સૂર્ય ભગવાન ઊગીને સમા થાય ત્યાં તો દાયરો આખોયે હકડેઠઠ ભરાઈ ગયો. હોકાની ઘૂંટ, ખરલના ઘસરકા, અને ખોંખારા પડકારાએ આખાયે કચેરીહોલમાં નવીન વાતાવરણ પાથરી દીધું. ગાદી ઉપર શેલા ખાચર બેઠા બેઠા પોતાની બંડીની કસો આંગળી ઉપર વીંટાળી ઉખાળે જતા હતા. આખાયે દાયરામાં થતા આનંદ તરફ એમનું લક્ષ ન હતું. પોતાની સામે જ પડતી એક ઉઘાડી બારી સોંસરી એમની વેધક દૃષ્ટિ ખીલા પેઠે સ્થિર થઈ ગઈ હતી. આતુર આંખો લાંબીલાંબી પથરાયેલી હરિયાળી ભોમકા ઉપર ખેંચાઈ રહી હતી. એમનું ધ્યાન દૂરદૂરથી રાંગમાં રૂપાળી ઘોડીને ખેલવ્યે આવતા એક સવાર ઉપર ઠર્યું હતું.

ઘોડીની ચાલ, દોઢે વળતી એની કાનસરી અને હાથ મૂકે ત્યાં લપસી પડે એવી લોહિયાળ કાયા—આવી જાતવંત ઘોડીએ, એના રૂપે, રંગે અને ચાલે જસદણ દરબારનાં ચિત્તનું હરણ કર્યું. સૌંદર્ય ઉભરાતી સ્ત્રી જેમ કામી પુરુષનું દિલ હચમચાવી નાખે એમ ઘોડેસવારનાં દિલને જાતવંત ઘોડાં આકાંક્ષી બનાવે છે. શેલા ખાચરમાં ઘોડી લેવાની તમન્ના જાગી, ને ઊભા થઈ એ બારીએ આવ્યા. જુએ તો પોતાનો જીવાઈદાર હનો ટાઢાણો.

ઘોડીએથી ઊતરી એ અંદર આવ્યો ને ડાયરા પાછળ બેઠો. દરબારે પાસે બેઠેલા ખાસદારને કહ્યું: "આ ઘોડી જો સાખાયતને ઘેર હોય તો ગામોનાં ગામો કમાઈ આપે. આવા અવરતિયા પાસે શા કામની!" કહી એક ઊંડો નિસાસો મૂક્યો.

ખાસદાર એમની ઊંડી આંતરવેદના સમજી ગયા, એમની જિજ્ઞાસાને પામી ગયા અને તરત જ હાક મારી: "હના!"

"જી," કહેતા હના ટાઢાણીએ ઊભા થઈ હાથ જોડ્યા.

"વાહ ઘોડું! વાહ ઘોડું! ઘોડું ઘણું સરસ રાખો છો," દરબારે કહ્યું.

"બાપુ, આપના પ્રતાપે."

"હના! બાપુ એક વેણ માગે છે," ખાસદારે કહ્યું.

"મારું માથું બાપુના વચને ઉતારી દઉં. આ દેહ એમના અન્નથી જ ઘડાયો છે," કહી હનાએ પોતાની ડોક આગળ લંબાવી.

"વાહ!" આખાયે ડાયરાના મોંમાંથી ભલકાર નીકળ્યો.

"બાપુ તમારી ઘોડી માગે છે," પાસે બેઠેલા ખાસદારે જાહેર કર્યું.

જીવાઈદાર હનો થંભી ગયો. પોતાનાં પ્રાણસમા બાળક બાલિકા અપાય, સૌંદર્ય નીતરતી દીકરી માગે એને દેવાય, પણ જીવનસહચરી સમી સ્ત્રી આપવાની ગાળ કોઈ શૂરવીર વીરલા ન જ સાંખે.

દેશ પીયારો ભોં ભલી, કોઈની કીજીએ નહિ આળ;
કોઈની ખાઈએ બે લાકડી, પણ કોઈની ખાઈ નહિ ગાળ.

એના હૃદયમાં કોઈ ભયંકર ઝંઝાવાત ઊપડયો. એના આખાયે અંગમાં કંપ વછૂટયો. કેડે બાંધેલી તલવાર ઉપર હાથ ગયો. પણ જસદણ દરબાર શેલા ખાચરની સામે ભર ડાયરામાં રેંસાઈ જવા જેટલી ઉતાવળ એણે ન કરી. એની ફાટતી આંખો બેબાકળી બની ચકળ-વકળ ફરવા લાગી.

"કાઠી ! મૂંઝા મા. તારે જોઈએ એવી બીજી ઘોડી થાનમાંથી લઈ જા. તને દરબાર પાંચ સાત સાંતીની જમીન આપે છે. ગામેતી થઈ જા!"

કાઠી મૂંગો રહ્યો.

"તને ગમે તે ઘોડી ઉપર હાથ મૂકી દે. ઈ તારી," દરબારે ઉદારતા બતાવી. મનુષ્યની લાલસા એકાદ વસ્તુ ઉપર તલસે છે ત્યારે તે મેળવવા એની કિંમતની એને પરવા હોતી નથી. એને એ વખતે એની આબરૂ વહાલી થઈ પડે છે. હનો અને દરબાર જિદ્દી બન્યા.

"બાપુ! ઘોડી મારી જીવનસહચરી. એ કેમ દીધી જાય?"

"હના! આ મારું રાજ છે. ઘોડી આપી જ દેવી પડશે," જરા આંખ કાઢી ડારતા સીનાએ એમણે પડકાર કર્યો. ને બે હજુરીઆએ ઊઠી ઘોડી થાનમાં લઈ જઈ બાંધી. પોતાની આંખ સામે જ પોતાની સ્ત્રીની આબરૂ ઉપર હાથ નાખનાર મનુષ્યને રેંસી નાખવા મનુષ્ય જેટલો અધીરો બને એટલી ક્રોધજ્વાળાઓથી ઊભરાતો હનો પોતાનાં રૂંવાડાં ખડાં થઈ જતાં ગોઠણભર થયો, ને વળી પાછો બેસી ગયો. તરત જ દરબારે એને બીજી ઘોડી લાવી આપવાનું ડાહિયાને ફરમાવ્યું.

"બાપુ! આપનું રાજ છે. નહિ તો મારી આબરૂ ઉપર હાથ નાખનારને જરૂર હું મારો હાથ બતાવત."

"તો થા ને માટી! આ લે આ બીજી તલવાર," દરબારે ઊભા થઈ પોતાની પાસે પડેલી તલવાર એને આપી. હનાએ યુદ્ધનાં નોતરાં સ્વીકાર્યાં. તલવાર ઉપાડી લઈ એ સડેડાટ નીચે ઊતરી ચાલ્યો ગયો.

૨

આખાયે પાંચાળમાં શેલા ખાચરની ફેં ફાટતી. એની રણહાક જોરાવર હતી. એના નામ માત્રથી રાડ બોલતી. ભલભલા માણસો

જામની હાકે ધ્રૂજતા તે જામની રાજધાની લૂંટનાર શેલા ખાચરે આખાયે પાંચાળ ઉપર ધાક બેસાડી હતી. ગામ ક્માવાં એને મન સહેલ વાત હતી.

આવે વખતે શેલા ખાચરના ચોરને સંઘરવા કોઈ તાકાતવાન હોય છતાંય હિંમત બતાવતું નહિ.

હનો ક્રોધથી ધ્રૂજતો, ઉચાળો ભરી ચાલી નીકળ્યો. આખા પાંચાળમાં શેલા ખાચરની સામે ઊભા રહી આશ્રય આપે એવો વીર નર એક માત્ર એની દૃષ્ટિમાં રમી રહ્યો. એણે ભીમોરાના ઊંચા કિલ્લા ઉપર મીટ માંડી અને ગગન સાથે વાતો કરતો એ કિલ્લો એને સાદ કરતો હોય એવા હાકલા એણે પવનની પાંખે ચઢીને ચાલ્યા આવતા સાંભળ્યા. એણે ભીમોરાનો રસ્તો લીધો.

દરબારગઢમાં આવી એ ઊભો રહ્યો. પોતાની આખીયે વીતક-કથા એણે નાજા ખાચર પાસે કહી, ને આશ્રય માગ્યો. શરણાગતને આશ્રય આપવાનું કાઠિયાવાડી આતિથ્ય આગળ આવ્યું અને તેની પાછળ શેલા ખાચરની ધાક આછું ડોકિયું કરી પડછાયા પેઠે સરી જવા લાગી.

નાજા ખાચરના ખળભળી ઊઠેલા હૃદયમાં એકદમ શૌર્યની ભરતી ચઢી. એમણે પોતાના કુળની આબરૂ સામે મીટ માંડી ને પૂર્વજો જાણે એને આદેશ કરતા હોય, અને એ આદેશને માથે ચઢાવતા હોય એવા નાજા ખાચરે ઊભા થઈ પોતાની પાસેની તલવાર ઊઠાવી હનાને ભેટ બંધાવી. "હના! તને જોઈએ તે ભીમોરા આપશે. લે આ તલવાર બાંધી લે!"

"બાપા! તો તો ઘડીના છઠ્ઠા ભાગમાં જસદણને ધમરોળી નાખું," એકદમ ઊછળી ઊઠતા હનાએ ગોઠણ ભર થઈ તલવાર લઈ ભેટે બાંધી. એની ઊપસી આવેલી રગોમાં લોહી ઝપાટાભેર વહેવા લાગ્યું, ને હનો બમણા ઉત્સાહથી તલવાર ઉપર હાથ મૂકી બેઠો.

સાંજ પડી ને હને જાતવંત ઘોડી થાનમાંથી છોડી. સવારને ઘોડીએ ઓળખ્યો હોય એમ ઘોડીએ હાવળ કરી ને તરત જ એ પાણીપંથી ઘોડી પવનમાં ઊડવા લાગી. એણે તરત જ જસદણનાં સીમાડાં ભેળ્યાં. ગામની ફૂલવાડી સુધી પહોંચ્યો ને તેમના બાપ વાજસુર ખાચરના પાળિયાને નાક ઉપર ટોચી નાખ્યો.

પાસે થઈને જતાં એક ટોયાને પકડી કહેવરાવ્યું: "તારા દરબારને કહેજે કે આજ તો તારા બાપનું નાક કાપ્યું છે, એમ એક દિ તારુંયે નાક કાપી નાખીશ."

દરબારે જાણ્યું કે હનો સુખે રહેવો નહિ દે. એને આશ્રય આપનારની શોધ આદરી અને તરત જ નાજો ભીમોરો એના આશ્રયદાતા તરીકે ઓળખાઈ આવ્યો.

દરબારના હાથમાં ચળ ઊપડી. પણ નાજા સામે જવું એટલે એક સિંહના શિકાર જેવી ભયંકર વાત હતી. એમણે કાઠિયાવાડી સૂબાની મદદ માગી, અને પાંચસો માણસોની ફોજ લઈ ને શેલા ખાચર ભીમોરા ઉપર ચઢયા.

૩

"રજપૂત! તમારાં કામ નહિ. બે ચાર દિ થોભી જાવ, પછી આવજો; નોકરીએ રાખીશ," નાજા ખાચરે પોતાને ત્યાં નોકરી રહેવા આવનાર મારવાડી રજપૂતના ચાર જુવાનજોધ દુધિયા દાંતવાળા અને ફૂટતી મોંસરીના યુવાનોને ભાવી યુદ્ધના ભણકારા વાગતા હોવાથી બેચાર દિવસ પછી નોકરી આવવા કહ્યું.

"એનું કારણ ?"

"બાપ! તમે હજુ બાળકાં છો. જસદણ આ ગઢ માથે ત્રાટકવા તૈયારી કરે છે."

"ત્યારે તો હવે અમારાથી ખસાય જ નહિ."

"બાપ! તમે જતા રહો. આ તો ખાંડાના ખેલ."

"અરે, અમે ખસીએ તો અમારી માનાં દૂધ લાજે. અમારાં કુળ નરકે જાય," ને એમણે તો ત્યાં જ ધામા નાખ્યા.

ગઢ હતો નાજુકડો પણ ગગનચુંબી. કોઈ પર્વત ઉપર મંદિરનાં શિખર શોભી રહ્યાં હોય એવો ભીમોરાનો કિલ્લો આખી પાંચાળ ભૂમિ ઉપર નજર રાખી પોતાનું સાર્વભૌમપણું જાહેર કરતો હોય એમ દેખાતો. આખાયે ગામમાં ફક્ત હનો, નાજો ખાચર અને એમના ચાર કાઠી • ભાયાતો, ચાર રજપૂત અને બારોટ એમ અગિયાર જ વીર નરો હતા. દરબારનાં કાઠિયાણી સુદામડે હતાં એટલે એ મરણિયાં થયેલા વીરનર મૃત્યુને સામે પગલે સત્કારવા તૈયાર થઈ બેઠા હતા.

સૂબો આવીને પડ્યો. સૂબાનો પડાવ ગઢની તળેટીમાં હતો. ગઢ જોવા ઊંચું જુએ તો પાઘડી માથેથી પડી જાય એવો છાતીભર ઊંચો ગઢ ગગનમાં વાતો કરતો હોય એમ દેખાતો.

શેલા ખાચર અને સૂબો કઈ રીતે ગઢ લેવો એના વિચારમાં પડી ગયા. એમના ઘા ઉપર પહોંચે નહિ અને ઉપરથી આવતા ઘા એમનો ઘાણ કાઢી નાખતા. આખુંયે લશ્કર ત્રાસી ગયું; ઘા પોકાર થઈ રહ્યા.

સૂબો ને શેલા ખાચર ઘેરો નાખી પડી રહ્યા. ઉપર પાણી ખૂટ્યાં. ગઢની નીચે આવી પાણી લઈ જતા એ પકડાઈ ગયા, ને સૂબાએ ત્યાં ચોકી બેસારી. ઉપર પાણી વગર બધા ટળવળવા લાગ્યા.

બાપ! હવે આપણે પાણી દેખાડવાં રહ્યાં, ને નાજાએ ત્રણ ત્રણ કડાકે પ્રાર્થના કરી. વર્ષાની વાદળીઓ દ્રવી ગઈ, ટાંકા ભરાયાં. પણ તરસી ભૂમી પાણી પી ગઈ. વળી એની એ જ વેળા ઊભી થઈ

"હના! બાપ! રજપૂતો! હવે પાણી વગર પાણી દેખાડવું પડશે.''

"બાપુ ! ફિકર નહિ. આપણો ભરમ આપણે નહિ ફોડીએ. નહિ તો આ આખી ફોજ આપણને ચૂંથી નાખશે."

ને અગિયાર માણસોએ સૂબાની ફોજને દિવસોના દિવસો સુધી ભ્રમમાં રાખી કે, ગઢમાં તો હજારો માણસો છે.

પણ તરસના પડછંદા બોલવા લાગ્યા; ગળામાં શોષ પડવા લાગ્યો અને જીભ તાળવે ચોટવા લાગી.

આખી રાતના પહેરા રહેતા. હનો એ આકાશે ઊતરતાં અંધારામાં નહાતો, ચાડિયો બની ટોચે ઊભો હતો. એની આંખોમાં તરસથી અંધારાં આવતાં, એણે ભાન ગુમાવ્યું, ને મરણિયો બની નીચે ટાઢા પાણીની લાલચે ગઢને ટોડે પોતાનો ફેંટો કાઢી એક છેડો બાંધ્યો અને દરવાજા બંધ હોવાને કારણે ત્યાંથી ફેંટાને ઝાલી એ નીચે સરકી પડયો.

ચોર પેઠે એ લપાતો છૂપાતો ચારે પગે થઈ શેલા ખાચરના તંબૂમાં પેઠો. પાસે જ પડેલાં ઠંડા પાણીનાં માટલાંએ એને હચમચાવી નાખ્યો. ભિખારીઓ જેમ નાત જમતાં જમી રહેતાં પતરાવળાં ઉપર તૂટી પડે એવી અને એટલી ઉતાવળે હનો એ માટલાં ઉપર તલપ્યો. પાસે સૂતેલા દરબારે સંચળ સાંભળી આંખ ઊઘાડી ને પડકાર કર્યો: "એલા કોણ ઈ......?"

બહારથી પહેરેગીરો દોડી આવ્યા. પાણી પીવા આતુર બનેલો હનો ગળામાં તરસનાં રોગાં પડછંદા બોલાવતો મહામુસીબતે બોલી શકયો: "એ તો હું હનો........."

"હનો !" ને દરબારે પથારીમાંથી છલંગ મારી એને ઓચીએ પકડી ઊંચો કર્યો ને મોઢું જોયું, ઓળખ્યો ને સાન કરી: "આને કોઈ મારશો નહિ. જાવ પેલી વોંકળીમાં એને પાણી પાઈ દ્યો."

દરબારી પહેરેગીરોએ એને ખેંચ્યો. બંદીવાન બનેલો હનો પાણીની આશાએ વીરત્વ ભૂલ્યો. જીવનમરણ વચ્ચે ઝોલાં ખાતો હનો પહેરેગીરો પાછળ પાણી પીવાની લાલચે ગુપચુપ નીચું જોઈને ચાલ્યો.

પીપળિયા અને ભીમોરા વચ્ચેની વોંકળીમાં હનાને લાવી એમણે પૂછ્યું: "હના ! જો આ પાણી પીવું છે ?"

ને હનાએ બે હાથ લાંબા કર્યા. એનાથી બોલાતું નહિ.

એમણે પાણીનું ચાબકું એના મોઢામાં રેડ્યું, ને હનો કંઠ ભીંજાતાં સ્ફુર્તિમાં આવ્યો.

"હના ! કેટલા જણ છો ?"

"ક્યાં ?" હાથ હલાવીને હનાએ પૂછ્યું.

પહેરેગીરે ઊંચે હાથ કરી પૂછ્યું: "ઉપર."

બે હાથના આંગળાં ઊંચા કરી હને પાણી માગ્યું: "પા......" ને એણે મોઢે હાથનો ખોબો કર્યો.

તરત જ પાછળ ઊભેલા પહેરેગીરે કાળજીભી તલવારને મ્યાન-માંથી છંડવી એના તૃષાથી રીબાતા કંઠ ઉપર ઝીંકી, ને લોહીના ફુવારાથી ભીંજાતું એનું આખુંયે શરીર ત્યાં તરફડી શાન્ત થઈ ગયું. હના વોંકળીએ એના જીવનની છેલ્લી હકીકત સમાજને સંભળાવવાની સાક્ષી આપી ને હનો પોતાના સોબતીઓને છોડી ગયો.

૪

આખાય સૈન્યમાં ખળભળાટ થઈ રહ્યો. માણસો ચોમેર તૈયાર થઈ ગયાં ને દરબારના તંબૂ પાસે લટકતા હનાના ફેંટાને આધારે ઉપર ચઢી ગયા. પીલપાયા સાથે બાંધેલ ફેંટાને મજબૂત પકડી થોડા માણસો અંદર કૂદી પડ્યા ને દખણાદે ઝાંપે સૈન્યે મોરચા માંડ્યા. સીધા માઢમેડી ઉપર એ ઘા આવવા લાગ્યા.

"દગો ! દગો !" ની બૂમ પડી, "પણ હનો ક્યાં ?"

હનાએ વિશ્વાસઘાત કર્યો એટલે દરવાજા ખોલી નાખ્યા, ને નાજા ખાચરે સામી છાતીએ બહાર નીકળી યુદ્ધનું આહ્વાન કર્યું.

ચારે ચાર રજપૂતો આગળ ધસ્યાં. એક પછેડી પાથરી ચારે મિત્રોએ કોલ આપ્યા લીધા: "ચારેએ મરવું ને આ પછેડી ઉપર જ."

ને પછી તો એ ચારે રજપૂતો પોતાની તેગને વીંઝતા સૈન્ય ઉપર કૂદી પડયા. અપ્સરાઓ વરમાળા લઈને વાટ જોતી હોય અને પહેલી પહેરવા હોંસાતોંસી થતી હોય, એમ ઝપાઝપી મંડાણી. ધમરોળ મચાવી જેમ જેમ મરાતા જાય એમ બમણા જોરથી ઘૂમતા રજપૂતો આખા દેહે ચીરાઈ જઈ નીગળવા લાગ્યા. હંસની પાંખોનો ફફડાટ એમને પછેડી પાસે ખેંચી ગયો ને ત્યાં ચારે મિત્રો સાથે આવ્યા કે તરત જ ઢગલો થઈ ગયા. માઢમેડી પાસે હજુયે એ ચારે ખાંભીઓ જોડાજોડ એક બીજાના હાથમાં હાથ મીલાવી ઊભી છે.

હોકરા–ગોકીરા થયા, ને બારોટે મેડી માથેથી ડોકું કાઢયું. જાણે એમનો કાળ એમની વાટ જોઈ ને જ ઊભો હોય એમ એક બંદૂક ફૂટી ને બારોટ ઊછળીને નીચે પડયા.

નાજા ખાચરની આંખ ફાટી. એમણે ચોમેર આંખ મીંચીને ફરવા માંડયું. જ્યાં જ્યાં એની તલવાર ફરે ત્યાં ઢગલો થાય. કોઈ કુશળ ખેડૂત એક જ દાતરડાના ઘાથી જારના ડુંડા કાપીને ઢગલો કરી નાખે એમ નાજાની તલવારે માથાનો ઢગલો કરી નાખ્યો.

સેંકડો ઘા ઝીલતો ને પંડને બચાવતો નાજો ખાચર આઠ આઠ ઘાએ શિથિલ બન્યો, ત્યારે પોતાનો ફેંટો વીંટી, તૃષાથી લબરકી થવા છતાંય ઝઝૂમ્યો. શૌર્યના ઉભરામાં તૃષા વીસરાઈ ને દુશ્મનનો નાશ કરવાની લાલસામાં તૃષા આપોઆપ છિપાઈ જવા લાગી.

નાજા ખાચર પડયા. હાથમાં તલવાર ઉઘાડી રહી ગઈ, પણ છૂટી નહિ. ને સૈન્ય ગામ માથે પડયું ને ગામ લૂંટી લીધું.

સૂબાનો સૈનિક લાલખાં પઠાણ વળતાં નીકળ્યો. નાજા ખાચરના પગમાં સોનાનો તોડો જોયો, ને લોભે એને ઉશ્કેર્યો. ઘોડેથી ઊતરી

એક હાથે તલવાર અને ઘોડાની વાઘ પકડી એણે વાંકા બળી તોડો ઉઘાડવા માંડયો.

નાજા ખાચરથી પોતાની હયાતીમાં આવું અપમાન સહન થયું નહિ. એમણે પોતાની વૃદ્ધાવસ્થાએ યુવાનીનાં શૌર્ય વહાવ્યાં. ધડ ઉપર પડેલ ઘાથી માથું સહેજ ચોંટી રહ્યું હતું! એમણે તરત જ એક હાથે એ માથું ધડ ઉપર ગોઠવી ટેકો દીધો ને ઢાલ ભર ઊભા થયા. શિથિલ થયેલા બીજા હાથે તલવાર ઊંચકાઈ ને વાંકા વળેલા લાલખાંના ગળા ઉપર પડી. ગળું રેંસાતાં ધડ ઉપરથી શિર, જેમ નાળિયેર દડી પડે એમ, દડી પડ્યું, ને એ લોહીથી ન્હાઈને નાજા ખાચરે પોતાનું જીવન સંકેલી લીધું.

**સંધ્યાના** લંબાતા ઓળા નિસ્તેજ બની રૂહમાં રૂહ મળી જાય એમ નભોમંડળથી ઊતરતા અંધારામાં સમાઈ જવા લાગ્યા. ને નમાજીઓ સહુ નમાજ પઢી પોત પોતાના ઘર તરફ ચાલ્યા ગયા. મસ્જિદ ઘડી પહેલાંના ઘોંઘાટથી થાકી ગઈ હોય એમ શિથિલ બનીને માણસ અવાક્ બની જાય એમ ચોમેર નીરવ શાંતિ ફેલાઈ ગઈ હતી. ફક્ત ટોડા પાસે એક માણસ ચિંતા ભરી આંખે ટહેલતો હતો. ઘડી ઘડી એના કાન ચમકતા; એ આંખો લંબાવી રસ્તા ઉપર જોતો ને છેવટે નિરાશ બની જઈ ઊંડો નિસાસો મૂકતો. મીરાંજી અમંગળ શંકાઓથી ઢીલો ગાર બની ગયો હતો. ભાવિ અનિષ્ટના ભણકારા પવનની પાંખે ચઢી આવી આવીને એના કાનમાં ધીમો ધીમો ગુંજારવ કરી જતા. પવનની લહરીથી સમુદ્રનાં મોજાં ઊપડે, વીંખાય ને જળ ખળભળી ઊઠે એમ એનું હૃદય તરંગે ચઢે, મૂંઝાય ને નિસાસા મૂકી તરફડી ઊઠે. એના ચિત્તને જરાય શાંતિ ન હતી. એવામાં અંધારાના પડને વીંધી નિસ્તેજ ચહેરે અને ભાંગેલ પગે કેટલાક સવારોએ આવી બાવામિયાંના શબને ઘોડા પરથી નીચે ઉતાર્યું.

મીરાંજી મસ્જિદમાંથી ધસી આવ્યો. શેરી વચ્ચે ભાઈના પડેલા શબને જોતાં જ એના અંગે અંગમાં ઝાળ ઊઠી. એની સાડાત્રણ

ફાટી રોમરાય બરછી પેઠે ઊભી થઈ ગઈ. એના આખાયે દેહમાં રોમ રોમ અંગાર ધખધખી ઊઠ્યો. એણે લાલચોળ આંખો કાઢી પૂછ્યું: "એવો કોણ બે માથાનો છે? મારા ભાઈના પ્રાણ હરનારનું નામ બોલો."

કોઈ પરશુરામ ક્ષત્રિઓનું નિકંદન કાઢવા તૈયાર થઈને નીકળ્યો હોય, એવા મીરાંજીના શૌર્યથી ઊભરાતા દેહને નીહાળી સૈનિકો ધ્રૂજી ઊઠયા. એમની કાયામાંથી હિંમત સરી ગઈ. કોઈ મહાવિપ્લવના ભણકારા એમના કાનમાં ગુંજી રહ્યા.

"બાપુ! વઢવાણના ફટાયાએ વાર આંતરી ને ધીંગાણું મંડાણું. અમે ઘણાય એમનાં રક્ષણ કર્યાં, પણ બાપુના શૌર્યથી ચોમેર ઘૂમતા દેહની પાછળ ભમવાની ગફલતમાં લાભ લઈ એણે બાપુને ઝબ્બે કર્યા."

"દગો! દગો!" કહેતાં મીરાંજીની આંખ ફાટી. એણે ભાઈના મૈયતને ગોશલ કરાવ્યું, ને તરત જ દફન કરાવ્યું. વાળુ માટે બાપુની રાહ જોઈ બેઠેલું આખુંયે કુટુંબ રડારોળમાં બેભાન બન્યું. પણ મીરાંજીની આંખોમાં આંસુ ન આવ્યાં. એના હૃદયમાં ભાઈના મૃત્યુની વેદના શૂળ પેઠે ભોંકાયા કરતી. એની નસે નસમાં વહેતું લોહી એક જ ધબકારો આપતું: 'વૈર! વૈર! વૈર!'

ભાઈના મૃત્યુનું વૈર એના અંગે અંગમાં પડછંદા પાડી રહ્યું. એને ન કરી જારત, ન કરી કુટુંબ કબિલાની દરકાર, કે ન રાખ્યો જીવનનો મોહ. ભાઈના મૃત્યુના બદલા માટે ચાકંડો બનેલ મીરાંજી એકલો અટૂલો ને એકલવાયો ધંધુકાનાં સીમડાં, બાળ બચ્ચાંનાં કાલુદી ભર્યા વહાલ ઊપજાવતાં મીઠાં વચનો ને પત્નીની પ્રેમાળ મીઠી ગોદ તજી ચાલી નીકળ્યો. સંગાથમાં ફક્ત એક એની જીવનસહચરી સમી તલવાર એના દિલાસા માટે ખભે લટકી રહી.

એણે અનેક રાજ રજવાડાં ભમી જોયાં. વૈરની જ્વાળાથી ધખી ઊઠેલ મીરાંજી, કૂતરાંના માથામાં જીવડાં પડે ને જેમ એ ચોમેર ચકરી

ખાઈ ખાઈને ઘૂમે એમ, ક્યાંય ટાંટિયો વાળીને બેઠો નહિ. એના હૃદયમાં ધૂંધવાતો વૈરાગ્નિ એને થાળે પડવા દેતો નહિ. વઢવાણ જેવા રાજ્ય સામે એકલી મીટ મંડાતી નહિ ને કોઈની ઓથ મળતી નહિ, છતાંય એની હિંમત ઓસરી નહિ.

રખડતો રઝળતો, પડતો આખડતો, સુખદુઃખ વેઠતો એ ફાટેલ કપડે આવી, સરવાના પાદરે બેઠો, વિસામો ખાઈ પાણી પીધાં ને વેળદાન રેફડિયાની ડેલી પૂછતો ગામમાં ગયો.

રેફડિયાની ડેલીમાં અનેક માણસો બેઠા હતા. દાયરો અફીણની લહેરે ચડયો હતો. ત્યાં તો સેંકડો માણસો આવે ને જાય. ઘણાય ગરીબ ગરબાં ત્યાં પેટ ભરે. કોઈએ એ ચીંથરેહાલ રખડતા મીરાંજીની સામેય જોયું નહિ. વખત થતાં દાયરો વીખરાયો. સહુ ઊઠીને ચાલ્યું ગયું. પણ મીરાંજી બેસી રહ્યા.

ઘડીવારમાં ડેલીનો ગડારો ખાલી થઈ ગયો. મીરાંજીએ સાવરણી લઈ બધું સાફ કર્યું, ને જાજમો પાથરી. એક ખૂણામાં પોતાની ફાટલ પથારીનો વીંટો અને તે વચ્ચે પોતાના દિલાસા રૂપ કાળજીભી તલવાર એણે મૂક્યાં, ને એને ઓઠીકણે એ આડે પડખે થયો.

જતાં આવતાં માણસોએ એને થાળી લાવી દીધી, ને એણે ખાધું. ને પછી તો એ ઘરનું કામકાજ કરી પોતાનું પેટ ભરવા લાગ્યો. અઠવાડિયા સુધી તો સહુએ માન્યું કે કોઈ ગરીબ મુસલમાન પેટ-ગુજારા માટે કામ કરીને પેટવડિયા પડ્યો છે. વેળદાનને ઘેર અન્નનો તૂટો ન હતો. ઘોડાની ચાકરી એને સોંપાઈ, ને એ ડાયરાનાં ચીંધ્યાં કામ કરવા લાગ્યો.

૨

વેળદાને માણકી ઘોડીના પેધડામાં પગ મૂક્યો કે તરત જ મીરાંજીએ પોતાના જૂના ગોદડાના ગાભાનો વીંટો ફેંદી નાખ્યો;

વચ્ચેથી તલવાર કાઢી એ ગડારામાંથી નીચે ઊતરી ગયો અને વેળદાનના ઘોડાની સરક પકડી ઊભો રહ્યો.

વેળદાન અને જોડીદારો જોઈ રહ્યા. ગરીબ કંગાળ જેવા દેખાતા મીરાંજી પાસે તલવાર જોઈ સહુ સ્તબ્ધ બન્યું. મીરાંજી કોઈ મર્દ છે એવો એમને ભ્રમ થયો. પણ કાઠી કદીયે લૂંટ કરવા જતી વખતે અજાણ્યાને સાથે લઈ જતા નથી એટલે વેળદાને કહ્યું: "મીરાંજી! ખસી જાવ, મોડું થાય છે."

"પણ મારે સાથે આવવું છે," કહી પોતે જાણે તૈયાર હોય એમ એણે આગળ ચાલવા માંડયું.

"પણ અમારો નિયમ છે કે, કોઈ અજાણ્યાને સાથે ન લઈ જવો."

"આટ આટલા દિવસ તમારી ચાકરી કરી તોય હજુ અજાણ્યો?"

"તમે કાઠી સાથે પૂરું કરી ન શકો."

"ભૂલો છો. આપા! મને હજુ ઓળખ્યો નથી. પણ પાણી જોયા પછી ઓળખશો તોય ઘણું છે."

સહુ જોઈ રહ્યું: "ને ડૂલું ત્યાં પડચો મૂકજો. પછી કાંઈ છે?"

વેળદાને મીરાંજીની આંખમાં ઊભરાતું તેજ જોયું. એના પાણીનો તાગ એના હાથમાં આવી ગયો. મર્દનાં પાણી તો દેખાવે મપાય. ઝેરનાં પારખાં હોય?

વેળદાન નીચે ઊતરી ગયો. એણે મીરાંજીની પીઠ થાબડી ને કહ્યું: "મર્દ! મારી ડેલીએ તું અત્યાર સુધી આમ અછાનો કેમ રહી શકયો?"

"આપા! વખત નહોતો આવ્યો."

ને તરત જ વેળાદાને થાનમાંથી ઘોડું લાવવાનું એને કહ્યું. મીરાંજીનું ઘોડુંય લૂંટમાં સાથે નીકળ્યું. એ લૂંટ તો બહુ વસમી થઈ પડી. દુશ્મનો વચ્ચે ઘેરાઈ ગયેલા વેળાદાનને મીરાંજી જીવસટોસટની બાજી ખેલી પોતાના કાંડાના જોર ઉપર હીમખીમ ઘેર લાવ્યો, ને મીરાંજીનાં માન વધ્યાં. એ યુવાન મુસલમાનના અંગબળ ઉપર સહુ આફરીન બન્યું. મીરાંજી વેળાદાનની મૂછનો બાલ થઈ રહ્યો. મીરાંજી વગર કોઈને અધીણ ન ઊગે એવી મીરાંજી અને કાઠી દાયરા વચ્ચે કોઈ જગજૂની પ્રીતડીની નીંગઠ ગાંઠો વળાઈ ગઈ.

૩

સૂર્યનારાયણના તેજથી ઝગહળી રહેલાં સરોવરનાં નીર અને તેજકિરણોથી મદમસ્ત બની રહેલ પુષ્પો જસદણની વાડીએ હીલોળાં નાખી રહ્યાં હતાં. અને તે વચ્ચે વેળાદાન પોતાના ઘોડાની વાર અટકાવી જસદણ દરબાર શેલા ખાચરને કસૂંબાના નિમંત્રણ મોકલાવી રહ્યા હતા. મીરાંજી જેવા વિશ્વાસુ સવારને જસદણના દરબારગઢમાં પૂરપાટ જતો જોઈ વેળાદાનની છાતી ગજગજ ઊછળી રહી હતી. જોડીદારો બગીચામાં આનંદથી ટહેલતા હતા.

મીરાંજીએ દરબારમાં જઈ શેલા ખાચરને પ્રણામ કર્યાઃ "બાપુ! બહાર વેળાદાન રેફડિયો બગીચે આવ્યા છે, ને આપને કસૂંબા પીવા તેડાવે છે."

જામનગરનું રાજ્ય એ વખતે ખૂબ જોરાવર ગણાતું, ને જામનગરની ફે ફાટતી. કોઈથી એના સીમાડે ઢુંકાય નહિ. શેલાખાચર જેવો સાવઝ એ સીમાડે એક હાથમાં તલવાર, ને બીજા હાથમાં બટકું રોટલો રાખે એવો જમાનો હતો. શેલાખાચરે ગઈ રાત્રે જ જામનગરની હદમાં જઈ ગામ ભાંગેલું, પણ શેલાખાચર જેવા

સાવઝની પાછળ કોઈ ચડેલું નહિ, એટલે ગર્વના નશામાં ઘેઘૂર બનેલ દરબારે તરત જ કહી નાંખ્યું: "શું વેળદાન જામનગરની ઘોણ લૂંટીને આવ્યો છે કે એનાથી અહીં નથી અવાતું? જા જઈને કહેજે કે કસૂંબો પીવડાવવો હોય તો અહીં આવે." ને દરબારે અટ્ટહાસ્ય કર્યું.

મીરાંજીની છાતીમાં મર્મનો આ ઊંડો ઘા સોંસરવો નીકળી ગયો. જેના અન્નથી શરીરમાં લોહી વહેતું એ વેળદાનની મશ્કરી એનાથી સહન થઈ નહિ. એ ઘોમધોમ થઈ ગયો, પણ ગમ ખાઈ જઈને ચુપચુપ પાછો વળી નીકળ્યો.

વેળદાન તો અફીણ કાઢી ખરલમાં ઘુંટાવતો હતો, ત્યાં મીરાંજીને મારતે ઘોડે આવતો જોયો. એ શ્વાસભેર આવ્યો. દમથી એની છાતી ધમણ પેઠે ઊછળતી. એની આંખોમાં ખુન્નસ ઊભરાતું. એણે હાક મારી: "ઘોડે રાંગ વાળો."

સહુ તાકી રહ્યું: "શું જસદણની વાર ચઢી છે?"

"ના. જામનગરની બજાર લૂંટવી છે."

"જામનગરની!" એકે આશ્ચર્યમાં સહેજ કંપતા કહી નાંખ્યું.

મીરાંજી એની સામે જોઈ રહ્યો. સતીની આંખમાંથી ક્રોધભરી જ્વાળાઓ જોઈ હવસી કીડો કંપી ઊઠે એમ પેલાના અંગમાં કંપ વછૂટ્યો, ને સહુ તરત જ ઘોડે રાંગ વળ્યા.

"નામર્દ!" મીરાંજી તાડૂક્યો.

વેળદાને ઘોડો મીરાંજી પાસે લઈ જઈ કહ્યું: "મીરાંજી! જામને જાણો છો?"

"જોયો ને જાણ્યો છે."

"સૂતો સાપ જગાડીએ છીએ."

"નાક ખોવા કરતાં માથું ડૂલ કરવું સારું."

"એટલે ?"

"જામનગરની ઘોણુ લૂંટયા પછી શેલાખાચર કસૂંબો પીવાનું મેહણું મારે......"

"હેં......"

"આ મારા કાળજામાં હજુ એ ભોંકાઈ રહ્યું છે."

ને ઘોડાં જાણે પવનમાં પંખી ઊડયાં. બંદૂકમાંથી ગોળિયું છૂટે એમ એ સહુ પહોંચ્યા જામનગરમાં, ને એ કિલ્લોલ કરતી મદભરી નારીઓની ઘોણુ લૂંટી, વેળાદાને મીરાંજીની મદદથી જામનગરની બજાર સોંસરવા ઘોડાં રમતાં મૂકી દીધાં.

નગર સંઘી કી નારીઉં કુંજું જેમ કરલાય;
વાઢ દીયે વેળાદાનીયો માઢ બજારા માંય.

આખાયે ગામમાં કાળો કકળાટ થઈ ગયો. સ્ત્રીનાં આક્રંદ, વાણિયાઓના ધમપછાડા અને ફોજની ધમસાણુને લીધે આખું ગામ ખળભળી ઊઠયું. પણ વેળાદાન અને મીરાંજી પોતાના સોબતીઓ લઈ હવામાં અલોપ થઈ ગયા. એ જાય ! એ જાય ! ના પડછંદા ફક્ત ગાજી રહ્યા ને ઘોડેસવારોની પાછળ ઊડતી રજ એમની આંખ આડે પડદો બની રહી.

જસદણ આવી એ જ બગીચે ફરી વેળાદાને પડાવ નાખ્યો. મીરાંજીની છાતી આજ ગજ ગજ ઊછળતી હતી. એની આંખોમાં વિજયનો મદ હતો. એણે ગૌરવભર્યે ચહેરે શેલાખાચર પાસે જઈ ફરી કસૂંબો પીવા માટે આવવા આમંત્રણ આપ્યાં.

શેલાખાચરે ફરી એ જ કહ્યું: "શું જામનગરની ઘોણુ લૂંટી લાવ્યો છે ?"

"હા. બાપુ. એકલી ઘોડી નહિ, પણ સાથે બજારે લૂંટી લાવ્યો છું."

બાપુનો ગર્વ ગળી ગયો. એ મીરાંજી સામે જોઈ રહ્યા. નરપુંગવ સમો એ એમને કોઈ ફિરસ્તો જણાયો. નાનકડા દેહની પાછળ એમણે અસંખ્ય શૌર્યકથાઓ વાંચી. એ ઊઠ્યા, ને વેળદાન સાથે બેસી કસૂંબો પીને મીરાંજીનાં વખાણ કરી પીઠ થાબડી.

૪

કાળનાં પગલાં ઝડપી છે. એને પાણી પેઠે વહી જતાં વિલંબ લાગતો નથી. ધંધે ચડેલ માણુસ કાળની ગણતરી અને તેનું ભાન ભૂલે છે. લૂંટને રવાડે ચડેલ મીરાંજી વેળદાનની સાથે રહીને પોતાનું વૈર વિસરી ગયો હતો. એના દિલમાં ધોમ ધોમ ધખતા વૈરના અંગાર ઉપર એશઆરામ રૂપી રાખનો થર બાઝી ગયો હતો. એ અંગાર હોલવાયો ન હતો, ફક્ત કાજળી ગયો હતો. એકાદ પવનનો સપાટો કે નાની શી ફૂંક એને સચેત બનાવવા પૂરતા હતાં.

રોજા ઈદનો તહેવાર હતો. વેળદાન ફેરી ઉપર પોતાના સોબતીઓ લઈને ઉપડી ગયેલો, મીરાંજી ડેલી સાચવવા ઘેર રહેલ. ગામમાં ઘાંચી વોરાનું એક જ ઘર. રમજાન ઈદ જેવો તહેવાર ને મહંમદરસુલીલ્લાના સૈયદ કુટુંબના નબીરા મીરાંજી મારે આંગણે જમે, એ ભાગ્ય મારાં ક્યાંથી હોય, એમ સમજી એ વહોરાએ ડેલીએ જઈ મીરાંજીને જમવાનું નોતરું આપ્યું: "બાપુ! આજે મારું ઇજન છે."

"સારું," કહી મીરાંજી શોકાતુર બની ગયા. રોજા ઈદ નજર આગળ દેખાણી, અને તેની પાછળ ભાઈના મૃત્યુદેહને ડોકિયાં કરી જોતું જોયું. એને ભૂતકાળ નજર સામે તરવરવા લાગ્યો. પોતે શું કરવા નીકળ્યો ને અત્યારે શું કરી રહ્યો છે? એને ગળે ડૂમો ભરાયો,

ને બબ્બે વર્ષનાં વહાણાં વાયાં પછી ભાઈના મૃત્યુના આકરા દુઃખ અને વસમા વિયોગને લીધે આંખમાંથી અશ્રુઓ સરી પડયાં.

તરત જ વોળદાન ડેલીમાં દાખલ થયો. રડતા મીરાંજીના ચહેરાનું નૂર ઊતરી ગયેલું જોયું. એ ઠેકીને ઘોડેથી નીચે ઊતર્યો, ને મીરાંજીનું કાંડું પકડી ભાઈને પૂછે એમ વહાલભર્યા ઉભરાતા હેતથી હાથ દાબી પૂછ્યું; "મીરાંજી! આ શું ? શું કોઈએ મેણું માર્યું? તો હું એની જીભ ખેંચાવી કઢાવું."

"ના."

"તો શું કાઠિયાણીએ કડવાં વેણ સંભળાવ્યાં ?"

"ના. એ તો મારાં માવતર છે."

"ત્યારે! આવાં આકરાં રુદન શાં? એટએટલા ઘા પડયા છતાં તને કદીયે મેં અરેરાટી કરતાં કે કણુસતાં સાંભળ્યો નથી; આંખો ભીંજાયેલી નીહાળી નથી, અને આજે એક સામટાં આ શ્રાવણની હેલી જેવાં ખારાં જળ કેમ વહાવ્યાં ?"

"ભાઈ! ભાઈ! ભાઈ!" મીરાંજીથી ધ્રુસકું મુકાઈ ગયું, ને એણે આખીયે વેરકથા કહી સંભળાવી.

"અરે, એમાં શું? વખત આવવા દે," કહી વોળદાને એને ઊભો કર્યો ને જલદી એ વાતનો નીવેડો લાવી દેવાનાં વચન આપ્યાં;–

કે જનમ્યા ને કે જનમશે, ભોમ અનેરી ભાત;
કે દિ' નાવે કાઠીએ, રેફડીઆનો રાત.

મીરાંજીને હિંમત આવી ગઈ. ધંધુકાના અગરાજ કરેલાં અન્નજળ દૃષ્ટિ સમીપ દોડયાં આવતાં દેખાયાં. હિંમત ઓસરી જતાં શૂરવીર મનુષ્ય ચીંથરાનો થઈ જાય છે, પણ બંધાણીને અફીણના કસુંબાનું ફોરું મળતાં જેમ નવયુવાન કેફમાં આવી જાય છે, એમ હિંમત અને સહાનુભૂતિના એક જ શબ્દે શૌર્ય ઊભરાઈ હાલે છે.

દશેરાનો દિવસ હતો. મીરાંજી અને વેળદાન રેફડીઓ ઘોડાં લઈને ઊપડયાં. વઢવાણુ દરબારની સવારી નીકળેલી. દૂરથી પેલા ફટાયાને જોયો ને ઘોડાં એના ઉપર વહેતાં કર્યાં. કોઈએ માન્યું કે ઘોડાં દોડવે છે. કોઈએ માન્યું કે સવારી જોવા ઘોડાં પૂરપાટ ધસ્યાં આવે છે. નદીમાં વેળ આવે ને કાંઈ ગણકાર્યા વગર એ આગળ ધસ્યે જાય, એમ આ ઘોડાં સવારી વચ્ચે પડયાં. એક જ ઘા ભાલાનો મીરાંજીએ ઊપાડયો, બે આંગળીએ ચઢાવી ભલો ઝીંક્યો ને ભાલો પેલા ફટાયાની છાતી સોંસરવો નીકળી ગયો. તરત જ વેળદાનીયાની તલવારનો ઝાટકો જનોઈવટ ઊતરી ગયો, ને વંટોળીઆ પેઠે ઘોડાં વળી નીકળ્યાં.

સવારીમાં હાહાકાર મચી રહ્યો. વાર ચઢી, પણ પાણીપંથી કાઠિયાવાડી ઘોડીઓને આંબી શકાયું નહિ. ભાઈના વેરનું તર્પણ કર્યું અને પોતાના દિલની આગ બુઝાવી એટલે મીરાંજીએ વેળદાનને બાથમાં લઈ ભેટયા પછી ઘેર જવાની રજા માગી. જુદા પડતાં એમનાં હૈયાં વલોવાઈ ગયાં.

મીરાંજીએ દુશ્મનના લોહીમાં પોતાના કાંડાં બોળ્યાં કે તરત જ એના હૃદયમાં ઝણેણાટી વાગી. એને એનું વહાલું વતન, બાળબચ્ચાં સાંભર્યાં ને એ ધંધુકે પહોંચ્યો.

ભાઈની જારત કરીને નાતો કરી. પણ બાળબચ્ચાંઓની વહાલભરી બચ્ચીઓ; સૌંદર્યવતી પ્રેમાળ પત્નીની મીઠી ગોદ; એને વેળદાનની મૈત્રી જેટલાં હુંફાળાં ન લાગ્યાં. રેફડીયો એનું હૃદય જીતી ગયો. જીવનભરના બન્ને મિત્રોએ જીગજાન દોસ્તીનાં મૂલ્ય માણી જાણ્યાં.

## ૧૭. . . . . . . . . શિરામણી

"પધારો, પધારો, ગઢવી, અત્યારે અસૂરા ક્યાંથી?" ડેલીના ગડારામાંથી ઊતરતા દરબારે પગથિયે ઊભા ઊભા ડેલીમાં દાખલ થતા ગઢવીને નીહાળીને હર્ષના ઉમળકાભેર આવકાર આપ્યો.

"ભાલમાંથી આવું છું," કહી ગઢવીએ રામરામ કર્યા, ને દુહાની રમઝટ બોલાવી દરબારને બિરદાવ્યા.

પૂર્વજોની કીર્તિની ઉજ્જવળ યશોગાથા સાંભળતાં દરબારની છાતી ગજગજ ફૂલાવા લાગી. એમણે ઉમળકાભેર ગઢવીનું બાવડું ઝાલ્યું અને રસોડે સાથે જમવા તેડી ગયા.

અંધારું જામતું જતું હતું ગઢવી થાક્યો પાક્યો રાતવાસો રહેવાના ઈરાદે આવેલો, પણ એનું નસીબ જોરાવર હતું. ચાકળે બેસતાં જ શુભ શુકન થયા. ભાણામાં કંસાર આવ્યો. પાછળ ભગરી ભેંસનાં દૂધ ખદડ જેવાં જામેલાં ને અંદર દળેલી સાકર, ગઢવીએ તો ખાતાં ખાતાં મલકાઈને પૂછ્યું: "દરબાર, મારું નસીબ તો જોરાવર દેખાય છે. થાય ઈ ખરું!" કહી એણે પોતાની આંગળીઓ ઉપર જામેલ ઘીની ખડપલી થાળી સાથે ઊઝરડીને ઊખેડી.

"ગઢવી ક્યાં જવા નીકળ્યા છો ? આમ કેમ બોલો છો ?" દરબારે ગઢવીની સામે મીટ માંડી.

"જવું છે રાજમાં, ઘરેથી ધખનાયે નીકળ્યો છું કે રાજસાહેબ પાસેથી કાંઈક લઈ આવશું. આ શુકનમાં જ કંસાર મળ્યા." ગઢવીએ બે હાથો મૂછો ઉપર ફેરવ્યા ને કાળી મૂછો ઘીની ચીકાશથી દીવાના અજવાળામાં ઝગી ઊઠી.

બન્ને ઊઠીને આવ્યા પથારીએ. હજામ પથારી કરતો હતો. દરબારે હુક્કો લઈ પીવા માંડ્યો. તમાકુની મીઠી સોરમથી સારોયે ઓરડો મઘમઘી ઊઠ્યો હતો.

"બાપુ ! આવી શી તરખડ ? મારે માટે તે વળી દૂધ, ચોખા, સાકર, કંસાર એવું તે હોય ?" ગઢવીએ વિવેક કર્યો.

હુક્કાની ચલમ ઉપરનો દેવતા સમો કરતો ખવાસ ગઢવી સામે જોઈ રહ્યો: "ગઢવી ! અમારે ત્યાં તો વેળા કવેળા આવનાર દૂધ, ચોખા ને સાકર તો પામે જ છે."

ગઢવી ચૂપ થઈ ગયો. આટલા નાના ગામેતીને ઘેર આવી મહેમાનગતી ? એના રૂંવેરૂંવે પોરસ ઊભરાયો: "વાહ દરબાર ! વાહ, વાહ !!"

ગોખલામાં મૂકેલા નાનકડા દીવાના આછા તેજમાં ગઢવીનો ચહેરો બરાબર દેખાતો નહિ. નહિ તો દરબાર એના આશ્ચર્યને પારખી ગયા હોત. પણ વિધિનાં નિર્માણ કાંઈ જુદું જ ઘડતર ઘડતાં હતાં. ગઢવી શીખ લઈ સવારે પોતાને રસ્તે પડી ગયા.

૨

"અરે રે ! બાપલિયા ! તારી આ દશા......!" ભાણે બેઠા બેઠા ગઢવીએ તડેડીને પોક મૂકી.

ખવાસ રસોડામાંથી બહાર દોડી આવ્યો. રાજના રસોડે જમનાર જમતો જમતો પોક મૂકી રુએ એવો તો આ પહેલો જ બનાવ હોવાથી ખવાસ બેબાકળો બની ગયો. એની છાતી ગભરાટમાં ચડકી બેઠી. એ ચકળવકળ આંખે ગઢવી સામે જોઈ રહ્યો. એણે ગઢવીને પૂછ્યું: "પણ ગઢવી, છે શું ?"

"અરે, બાપ, તું આમ ? તારી આવી દશા ?" ગઢવી તો જાણે પોતાનો એકનો એક દીકરો ગૂજરી ગયો હોય એમ રડતો જાય, ને હુલામણાં કરતો જાય.

માણસો દોડી આવ્યાં. વડારણો ને ખવાસોથી વીંટળાઈ વળેલો ગઢવી જેમ જેમ માણસો આવતાં જાય એમ એમ વધારે જોરથી ને આલાપથી રોણું વધારતો જાય.

ત્યાં તો રાજસાહેબ મહેલની અટારીએ ડોકાણા: "એલા કોણ રુએ છે ?"

"બાપુ ! બોલ્યા ગઢવી," કહી નીચે ઊભેલા એક ખવાસે હાથ જોડ્યા.

બાપુના પેટમાં ધ્રાસકો પડ્યો. ગઢવીને રીઝવે તો દેશાટન ખેડનાર એ લોકો બધે કીર્તિ ગાય ને ખીજવ્યે વાંકાં બોલે. એનાથી સહુ ડરીને ચાલે. દરબાર તરત જ નીચે આવ્યા, ને લોકો ખસી ગયા.

"ગઢવી ! આ રોણા શાં ? છાના રો."

"અન્નદાતા ! હું તો આ ચોખાને રોઉં છું," તાંસળીમાંથી ચોખાનો કોળીઓ કાઢી એમણે દરબાર સામે ધર્યો.

"ચોખાને !" આશ્ચર્યમાં દરબાર બે ડગલા પાછા હઠી ગયા અને એ કોળીઆ સામે જોઈ રહ્યા.

"હા બાપુ ! દૂધ સાકરમાં રમનારો આ ચોખો આમ છાશમાં ડબકાં ખાય ત્યારે મને દુઃખ ન થાય ?" ગઢવીએ આંખો લૂંછતાં કહ્યું.

દરબાર હસી પડ્યાઃ "એલા ગઢવીને છાશ કોણે પીરસી!"

"દરબારમાં મહેમાનને છાશ પીરસાય એવું તો અહીં ભાળ્યું. આ કરતાં કંથારિયું શું ખોટું?" ગઢવીએ કંથારિયાનાં વખાણ આદર્યાં.

"ત્યાં વળી શું છે?"

"બાપુ! અસૂર સવાર, વેળા કવેળા ગમે તે જાય ઈ જમ્યા વગર નીકળવા જ ન પામે; ને વળી દૂધ, ચોખા ને સાકર. ચાલતે રોટલે સહુ ખાઈને ચાલ્યા જાય એમાં વડાઈયે શી?"

ગઢવીની સામે દરબાર જોઈ રહ્યા. એ આંખોમાં સાપોલિયાં રમતાં હોય એવી માહિતી એમણે જોઈ, અને તે પાછળની ઊંડી ઊંડી યશોગાથાના પ્રતિબિંબ નિહાળ્યાં.

"ગઢવી, કંથારિયા કેવડુંક રાજ."

"બાપુ, રાજ કેવાં? ગામેતી છે."

"ને આવડો ખરચ!"

"બાપુ! એનાં પારખ્યાં તો નજરે જ થાય ને. દિલાવરી કાંઈ સમૃદ્ધિએ લેખાય?"

"તો જોશું તમારું કંથારિયું. પણ એ આવ્યું ક્યાં?"

ગઢવી કમકમી ઊઠયા. કંથારિયાની યશગાથા ગાતાં ગાતાં બેફામ બનેલ ગઢવી દરબારનો મર્મ અંતરમાં કળી ગયો. 'રાજ કંથારિયા ઉપર ત્રાટકશે?' એ વિચારે એને ધ્રૂજારી આવી ગઈ. પણ સ્થિરતા એણે જાળવી, ને જવાબ આપ્યોઃ "ભાદરના કાંઠા પાસે."

ગઢવીને ચેન પડયું નહિ. તે જલદી શીખ લઈ ગલોલમાંથી પથ્થર છૂટે એમ સીધો કંથારિયા આવ્યો.

દરબાર ડેલીએ બેઠા હતા. ગઢવીએ રામરામ કરી દરબારના પગ ઝાલી લીધાઃ "અન્નદાતા! નિમકહરામ થયો છું."

"કાં ગઢવી! આવું શું બોલો છો?" પગ પાછા ખેંચી લેતાં દરબારે પૂછ્યું.

"બાપુ, આપના યશ ગાતાં ભાન ન રહ્યું, ને રાજે કંથારિયા જોવાનું કહ્યું છે," ડરતાં ડરતાં ગઢવીએ ઉત્તર વાળ્યો. એના હૃદયમાં ભયની ફડક પેસી ગઈ હતી. કાળજું ફફડી ઊડયું હતું.

"અહોહો! અમારાં અહોભાગ્ય કયાંથી હોય કે રાજસાહેબ અમારે આંગણે પધારે!"

ગઢવી સ્તબ્ધ બની ગયા. ભાગ્યના જોરે અવળો નખાઈ ગયેલ પાસો સવળો પડતો એણે ભાળ્યો, અને એને હૈયે ધરપત વળી.

"જોશું." શબ્દનો અર્થ સહુસહુની કલ્પના પ્રમાણે અંતરમાં ઘોળાવા લાગ્યો. દરબારે કંથારિયાના ભાયાતોને બોલાવી કહી દીધું: "રાજસાહેબ આપણા મહેમાન થવાના છે, માટે ભેંસોને દૂર ન લઈ જશો."

ને એવા મહેમાનની મહેમાનગતી કરવા સહુએ ઉમળકાભેર તૈયાર રહેવા માંડયું. ભેંસોને ટંક બે ટંક દોહીને ગમે ત્યારે દોહવા દે એવી હેવાઈ કરી. સાકરડી ભેંસોને ખાણ આપી દૂધે વધારી, ને કમોદનાં ગાડાં ડલવી અણીશુદ્ધ ચોખા તૈયાર કરાવી રાખ્યા. નાવડાની કમોદ કરે ત્યારે આડોશ પાડોશ સોરમથી મઘમઘી ઊઠે નહિ તો પછી ભાત ખાવા શા માટે? નાવડાની કમોદના ભાત અને ખાંડની મોરસો મહેમાનની રાહ જોતાં ઓરડાના ખૂણે ખડકાઈ ગયાં.

૩

ડંકે ઘા પડયો. દૂર દૂર ઊડતી ડમરી ભેદીને આવતા નિશાનના અવાજે દરબારના કાન ચમકાવ્યા. ગામના દરબારો એકઠા થઈ ગયા. તપાસ કરાવતાં રાજસાહેબની સવારી ભીમનાથ દર્શન કરવા જતી હોવાના સમાચાર મળ્યા.

દરબારના કાને પેલા ડંકાનો રણકાર કાંઈ છાની વાતો કરતો હોય એમ ગુંજારવ કરવા લાગ્યો. ગઢવી અને ઓરડામાં ભરાઈ પડેલાં ખાંડ–ચોખા નજર સામે તરવર્યાં, ને રાજસાહેબે 'જોશું' કહેલું તે બતાવવાનો સમય આવી પહોંચેલો એમણે નીહાળ્યો.

"એલા ભેંસો ઘેર વાળી આવો," કહી દરબાર ઘોડે ચઢયા. બે પાંચ ભાઈ સાથેસાથે એ સામા ચાલ્યા, ને કેટલાક જુવાનો ભેંસો વાળવા ઊપડ્યા.

રાજસાહેબનાં દળકટકને નિહાળતા દરબારો આગળ ઘોડાં હાંકયે ગયાં. રાજસાહેબનો હાથી આવ્યો ને સહુ ઘોડેથી ઊતરી જઈ હાથી આડા જઈને ઊભા રહ્યા.

"ખસી જાવ, ખસી જાવ," મહાવતે બૂમ મારી.

"અરે, જાય કયાં?" કહી દરબારો ખસ્યા નહિ.

"કોણ છે?" દરબારે હોદ્દામાં બેઠા બેઠા પૂછ્યું, ને દરબાર બાજુએ તરી સામા આવ્યા.

"બાપુ! અમારાં આંગણાં આજ પવિત્ર કરો," બે હાથ જોડી દરબારે આમંત્રણ કર્યાં.

"કયું ગામ?"

"કુંથારિયું."

દરબાર હસી પડયા. ગઢવીના શબ્દો એમના સ્મરણ ઉપર આવી આવીને ઊભરાવા લાગ્યા, ને દરબારે આમંત્રણ સ્વીકાર્યું.

ઊકળતા આંધણુમાં કમોદના ચોખા ઓરાઈ ગયા, ને સહુ સમાનમા થાય ત્યાં તો જમવાનાં તેડાં આવ્યાં. યુવાનોએ ભેંસો દોહી નાખી. તમામ માણસોને દૂધ ચોખા ને સાકરો પીરસાઈ ગઈ.

તંબુમાં બેઠેલા રાજસાહેબ ચોખાની સોરમથી ખુશ થઈ ગયા, ને પંગત વચ્ચે નીકળી જુએ તો સહુના ભાણામાં દૂધ ચોખા ને સાકર !

બપોરના ત્રણ વાગ્યે દૂધ જોઈ દરબાર સ્તબ્ધ થઈ ગયા. તાજું દૂધ ને ઊના ભાતનો થાળ જમી દરબારે હાથ ધોયા. પોતાના દરબારી રસોડા કરતાં આજના થાળમાં એમને અજબ મીઠાશ આવી. દિલનાં આમંત્રણની એ મહેમાનગતી હતી.

દરબારને હૃદયમાં ઊંડો શાંત શેરડો પડયો. પોતાના જ ભાઈઓ જાણીને તો એમની છાતી ગજગજ ઊછળી ને ઊપડતી વખતે સોરંઠા ગામ શિરામણીમાં દેતા ગયા.

રાજસાહેબે સવારી પાછી વાળી. કંથારિયાના દરબારો જોઈ રહ્યા, અને એક જ રણકાર સહુના મનમાં પડછંદા બોલાવતો:
" શું શિરામણી કરવા જ રાજસાહેબ પધારેલા ? "

# ૧૮. . . . . . . વેળદાન રેફડીઓ

"બાપુ! કસુંબો પીવા પધારો. વેળદાન રેફડીઓ આપની રાહ જુએ છે," કહી વેળદાનનો માણસ એક બાજુ ઊભો રહ્યો.

વિજયના મદમાં ઘેઘૂર બનેલ મદમસ્ત આંખોવાળો શેલાખાચર બીજાઓ સાથે વાતે વળગ્યો. વેળદાનના આમંત્રણની જાણે એને કશી પરવા ન હોય!

"બાપુ! મોડું થાય છે. પછી વેળદાનને ચડી જવું છે."

"તે બા, આટલી બધી શી ઉતાવળ છે? શું વેળદાન કાંઈ નગરની ધોણ લૂંટીને આવ્યો છે?" ગઈ કાલે જ નગરની હદમાં લૂંટ કરીને આવેલા દરબારે પોતાના હૃદયમાં પોરસના હર્ષથી ગર્વ અને ગૌરવભર્યા શબ્દો ઊચ્ચાર્યા.

નગરની ચોમેર હાક બોલતી. એના ગામમાં તો શું, પણ સીમાડે લૂંટ કરનારને પણ જામ મારીને જેર કરી નાખતા.

સાંજના નમતા પહોરે સીમાડે કરેલી લૂંટની કોઈએ દરકાર નહિ કરેલી, એથી ફુલાઈ જઈ ઉછાંછળાં શબ્દો દરબારે બોલી નાખ્યા.

સંદેશો લઈ આમંત્રણ આપવા જનારના રોમે રોમે અપમાન ચઢી ગયું. એનો નાડીએ નાડીએ વહેતો થયેલો ક્રોધ કોઈ ઘુંદાયેલા

નાગ સમો ફૂંફાડા મારવા લાગ્યો. એ પાણીના પૂર પેઠે વહેતો થઈ વોળદાન પાસે આવ્યો.

"બા, ઘોડે રાંગ વાળો."

ને સહુ જોઈ રહ્યું.

"પણ આટલી ધમાલ શી?"

"નગરને મારગે જવું છે?"

"કેમ?"

"નગરની ઘોણ લૂંટવી છે."

સહુ સ્તબ્ધ બની ગયું. પાંચ સાત ઘોડે નગરની ઘોણ લૂંટવાનો મનસૂબો એ જીવતા મૃત્યુના જડબામાં પેસવા જેવી વાત હતી.

"મારા કાળજામાં બરછી પેઠે ભોંકાતા શેલાખાચરના શબ્દો પાછા ન વળે ત્યાં સુધી મને જંપ નહિ વળે."

ને વોળદાન પોતાના જોડીદાર જોડે નગરને સીમાડે આવી ચઢયો.

ઊગતા સૂર્યની રહેણે રંગમતિના ખળભળ વહેતા જળમાં ઘોડાં નાખી ચોમેર પડેલાં કપડાં એમણે ભાલાની અણીએ ઉપાડ્યાં. તરત જ બે સોબતી જોડે વોળદાન ગામમાં ગયો, બજાર વચ્ચે ઘોડાં તગડયાં, ને બજાર લૂંટી. નગર ગોકીરા થયાઃ "લૂંટ! લૂંટ! દરવાન! દરવાન!"

ને દરવાનોએ દરવાજા બંધ કરવા માંડ્યાં. દરવાજાના તોતીંગ બારણાં બંધ થાય એટલે તો જીવતા સમાત જ લેવાની બાકી રહે.

વોળદાને ઘોડાં તગડ્યાં. એક બારણું બંધ કરી બીજાને ખેંચતા દરવાન પાસે વોળદાનનું ઘોડું લગોલગ થઈ ગયું. પોતાના ભાલાની બુડી વતી બારણાને ધકેલ્યું, ને દરવાનનું માથું વાઢી લેતાં ત્રણે ઘોડાં બહાર નીકળી ગયા.

પાછળ વાર ચઢી. દિ' આખો ઘોડાં તગડયે પાર ન આવે, ને રાત પડયા સિવાય વાર પીછો છોડે નહિ. એટલે ઘોડાં ધમ-તોળિયે ચડ્યાં. ઘૂમતાં ઘૂમતાં ઘોડાંઓની લગોલગ વારનો એક ઘોડો થઈ ગયો.

વેળદાન અને તેના જોડીદારો પાસે ઘોડીઓ હતી. સવારનો ઘોડો ઘોડીઓની ગંધે લહાયો થઈ પાછળ પડેલો. વેળદાન અને તેનો જોડીદાર વારરોકું હતા. તે બન્ને બાજુએ ખસી ગયા, ને સવારનો ઘોડો બન્નેની વચ્ચે નીકળ્યો કે તરત જ વેળદાને તલવાર વડે, કુંભાર જેમ ચાક ઉપરથી પીંડો ઉતારી લે એમ, એનું માથું ઉતારી લીધું. ઘોડો ઘોડીઓના જૂથમાં જઈ હણહણતો ઊભો રહ્યો.

"બા, આપણા કોઈનાં ઘોડાં ડૂલ્યાં છે ?"

"ના, આપણાં ઘોડાં હજુ પાંચસે ગાઉની ખેપ કાપે એવાં છે."

એટલે વારના ઘોડાને ગૂડી પાછાં પોતાનાં ઘોડાં વહેતાં કર્યાં.

વાર આ ઘોડાંઓને આંબી નહિ, ને વેળદાન નગરની ઘોણ લૂંટી આવ્યો. જસદણ આવતાં તો એની ઘોડીના દાબડા તૂટી પડયા. પોતાની જીવ જેવી ઘોડીનાં દુ:ખ એ જોઈ શક્યો નહિ. એણે પોતાના એક સોબતી સદરને ઘોડી ગૂડી નાખવાની રજા આપી.

ઘોડાંને ગૂડવાં હોય ત્યારે ઘણું કરીને એના હૈડિયામાં તલવાર પરોવી આંચકો મારવામાં આવે છે, પણ સદરે તો પોતાના કાંડાના જોર ઉપર મદાર બાંધી ઝાટકો ઉપરથી માર્યો, ને હૈડીઓ કપાયો નહિ. ઘોડીનું માથું લબડવા લાગ્યું. ઘોડી ભાગી ને કૂંડાળે પડી. ઘડી ઘડી ઘોડીએ આવી વેળદાન ઉપર માથું નાખવા માંડ્યું. ઝૂરતી ઘોડીને વેળદાને પકડી લીધી, અને સજળ આંખે એણે ફરી ઘોડીને ગુડાવી નાખી.

વેળદાનનો માણસ ફરી દરબારમાં ગયો, ને શેલાખાચરને કસુંબો પીવા બોલાવ્યો.

"બા, કસુંબા પીવા પધારો!"

ને દરબાર પધાર્યા. વેળદાને કસૂંબો પાઈ ખડિયા ખાલી કરાવ્યા. સહુને નગરના રેટા બંધાવવા માંડ્યા, વધારાનાં લૂગડાં પાથરવા માંડ્યાં.

શેલાખાચરની આંખો ચમકી: "બા! નગરની ઘોણુ લૂંટી!"

"બા, ઘોણુ એકલી નહિ પણ બજાર પણ લૂંટી."

"નગર ગોકીરો!" આશ્ચર્યમુગ્ધ થયેલા ડાયરામાંથી બોલાઈ જવાયું, ને સહુએ વેળદાનના કાર્યથી એને ભલકાર્યો.

> કે જનમ્યા ને કે' જનમશે, ભોમ અનેરી ભાત;
> કે' દિ' નાવે કાઠીએ, રેફડીઆની રાત.

**૨**

"ગઢવા, ક્યાં રેવા?"

"બાપુ, બરવાળા."

"ઘેલાશાહવાળું કે?" બીજા એકે પૂછ્યું.

"માળો ભારે બળુકો, કાછડ પણ કાઠીથી જાય નહિ એવો," એક ખૂણામાં ટૂંટિયાં વાળી બેઠા બેઠા આંખો મીંચીને કહ્યું.

ત્યાં તો એક ચારણે કહ્યું:

> તારા જે ચાચરીયા તણો, કોથી ભાગ ભરાય ના;
> પણ સીમાડે ઘેલોશા, વાઢે ખડ વેળદાનીઆ.

સાંભળતાં જ ગઢવાનાં રૂંવાટાં અવળાં થઈ ગયાં. પોતાના ધણીની નિંદા એનાથી સહન થઈ નહિ. એનાથી બોલાઈ જવાયું: "બાપ! સાવજને હાથ ન ચડ્યાં હોઈ ત્યાં લગી કૂતરો; બાકી એની ખબરું તો..."

"હવે ભાળ્યો તારે ઘેલોહા. મારે હાથ ચડે તો હતો નો'તો કરી નાખું."

રોષભર્યો ચારણ ત્યાંથી નીકળી ચાલ્યો ગયો. ઘેલાશાએ આ વાત સાંભળી, ને એણે વેળદાનને પોતાના હાથનો સ્વાદ ચખાડવાની પ્રતિજ્ઞા કરીઃ " આ વખતની એની ખળાવાડ મારે ભરવી. "

કાળ તો વહેતા વટેમાર્ગુ પેઠે લાંબું અંતર કાપી રહ્યો હતો. દાજી (ઘેલોશા) બોટાદ જતા હતા. ચાચરીયાને પાદર થઈ ને ઘેલોશા માણસ મારફતે કહેતા ગયાઃ "વેળદાનને કહેજે કે કાલે તૈયાર રહે."

ને મર્દને શોભે એવો જવાબ આપતો વેળદાન બીજે દિવસે સીમાડે એક નરવીરનું સ્વાગત કરવા ઘોડે ચડી શસ્ત્ર સજી ઊભો રહ્યો.

રામરામ થયા, કસૂંબાની અંજલિઓ લેવાણી અને દ્વંદ્વ યુદ્ધ મંડાણું. ફૂંડાળે ચડેલી ઘોડીઓ પોતપોતાના માલિકના ઈશારે ઊડતી. જાણે ગેડીદડાની રમત મંડાણી. એટલામાં તો ઘોડાનો તંગ ઢીલો થયેલ દાજીએ જોયો. દોડતે ઘોડે ઊતરી દાજીએ તંગ ખેંચી લીધો. આ તકનો લાભ લેવાની વેળદાનની હિંમત ચાલી નહિ.

ઘોડારી ધમસાણુમાં, તંગ લીધેલ તાંણી;<br>
ફોજુમાં લાડો ફરે, ઘેલો માધાણી.

શૌર્યથી ઊભરાતા બન્ને નરપુંગવો સામસામા રમણે ચઢ્યા. પોતાની મર્દાઈને યોગ્ય પહેલો ઘા કરવાની સામસામી તકો અપાઈ. ને ઘેલાશાના આગ્રહથી વેળદાને ઘા કર્યો.

યુદ્ધના કીડા પેઠે ઉછરનાર અનેક દાવપેચને ઘૂંટીને પી જનાર દાજીએ ઘા ચુકાવ્યો, ને ઘોડીને ઉપાડતાં ફાટતી આંખે દાજીએ હાકલ કરીઃ " વેળદાન ! એમ ઘા ન થાય. જોઈ લે ભાયડાના ધુબાકા. "

ને વેળદાનના કાળજામાં ફડક પેસી ગઈ.

દાજીનો ભાલાનો ઘા કોઈ બંદુકની ગોળી કરતાંયે કારમો હતો. ઘોડીના તરીંગ વીંધીને ઘોડીને ભોંયમાં જડી લીધી. પછડાટ

આઈને ઊઠતા વોળદાનને માથે દાજી કાળજીભી છંડવીને ઊભા;
"વોળદાન! તને મારતાં વાર શી? પણ તારો ગર્વ ઉતારવા માટે જ મારે આ કરવું પડયું."

વોળદાનના હોઠ શરમથી સિવાઈ ગયા. મર્દને નામોશી એ મૃત્યુ જ છે. દાનો દુશ્મન હતો એટલે જીવતદાન મેળવી વોળદાન ઊઠયો.

દૂર દૂર રસ્તા ઉપર આંધી ચડેલી ભાળી. કોઈ ભયંકર વંટોળિયો પૃથ્વીને રગદોળવા અને તેનું સામ્રાજ્ય ગગનને આંગણે સ્થાપવા ઊંચો ને પહોળો બની દોડયો આવતો હોય એવી ડમરી ચડેલી.

ઘેલાશાનો એ ભાખરજી જમાદાર ઘોડાં લઈને ધસ્યે આવતો હતો. વોળદાનને કંપ વછૂટયો. "વોળદાન! નાસ નાસ!"

"ભાગું તે કેમ બા, મારી ઘોડી ગુડાણી."

"તે લેને આ મારી," કહી દાજીએ પોતાની ઘોડી દોરી દીધી. દાના દુશ્મને દાનાઈનું ગૌરવ વધાર્યું.

ને વોળદાન જીવતદાન લઈ નાસી છૂટયો.

૩

"વોળદાન! આપા! અમારો પગાર ચૂકવ. હવે અમે પાંચસો પાંચસો માણસો પગાર વગર કયાં સુધી નભીએ."

"બા, પગાર તો નથી," કહી વોળદાને પોતાના નોકરોને જાકારો દીધો.

પાંચસો ઘોડાં લઈને સદર પોતાના માલિકને છોડી ગયો.

મૂળધરાઈની લૂંટ વોળદાને પચાવી. માલિકના અન્નને યાદ કરી એ લડવૈયા ચુપચુપ ચાલ્યા ગયા.

સરવાથી ત્રણ જ ગાઉ દૂર ગઢડિયાના નાગભોજક સાથે જસદણના ડાયરામાં વોળદાનને બોલવું પડેલું. સામસામાં આકરાં વેણ

કાઢેલાં, એટલે ભોજકે વખત વર્ત્યો, ને આ ઘોડાને હાથે વેળદાનનું વેર વાળવાનો ત્રાગડો રચ્યો.

*

ઘોડાં સોબતી ગયાં પછી વેળદાનને બહાર જવાની દરકાર ન રહી. સરવા પોતાનું ગામ. તેની પાસે જ ગોમાને કાંઠે રાબા ચારણનો નેસડો. એ નેસડા ઉપર એની નજરનાં ઝેર ચડયાં. એના જ આશરે પડેલી એ ચારણ કોમ ઉપર એની મીટ મંડાણી. એના મૃત્યુએ એને અવળી બુદ્ધિ આપી. વાડ ચીભડાને ગળવા ઊભી થઈ. વેળદાને નેસના ઢોર વાળ્યાં ને પોતાની ડેલીમાં પૂરી દીધાં.

ભૂખ્યાં ને તરસ્યાં ઢોર ડેલીમાં ત્રણ દિવસ ભાંભર્યાં. બહાર રાબા ચારણની દીકરી આઈ દેવળ અને તેની નાની દીકરી બન્ને અન્નજળની બાધા લઈને લાંઘવા બેઠાં. જાણે કોઈ ખપ્પર જોગણીઓ વેળદાનનાં લોહીથી ખપ્પર ભરવા આવી હોય.

ત્રણ ત્રણ દિવસે એમનામાં જોગમાયા પ્રગટયાં; કોઈ પ્રલયના પૂર સમા શૌર્ય ઊભરાયાં. દીકરીએ માને હાકલ કરી, ને ડેલીના ખીલ વચ્ચે ઊભેલી દીકરી ઉપર માયે તલવાર ઉગામી.

દીકરી ખડખડ હસીઃ "મા ! જોજે ! મારામાં જીવ ન રાખતી. ગળું સળપટ ઉતારી લેજે."

ને માયે આંખો વીંચી જગદંબાને સંભારી એ લોહીપિપાસુ રક્તચંડીને વહેતી કરી. સ્નેહનાં બિંદુઓ કાંડાની નાડીએ નીતર્યાં, ને ઝાટકો ઢીલો થઈ ગયો. ગળું અડધું વઢાઈ તલવાર ચોટી ગઈ.

દીકરી ખડખડાટ હસી પડી. બીજે હાથે એણે ખડી ગયેલી ડોક સરખી કરી ને માને બીજો ઘા કરવા કહ્યું. માની હિંમત ચાલી નહિ. દીકરીએ મા પાસેથી તલવાર ઝૂંટવી લીધી ને માથું ઉતારી આપ્યું.

લોહીના ફુવારાઓએ છંટકાવ કર્યો. દીકરીના શોણિતે સ્નાન કરતી આઈ દેવલને દુનિયા ઝૂઝતી દેખાઈ. એણે બરછી લઈને પોતાનાં સ્તન કાપી નાખ્યાં. માણસોએ બૂમો પાડી: “ વેળદાન ! તારું ભૂંડું થઈ ગયું. ”

નિ:સંતાન વેળદાન ‘આથી વધુ પોતાનું ભૂંડું શું થવાનું છે,’ સમજી હઠે ચડયો. ચારણીઆણી ત્યાં પડી ગઈ, ને શાપ આપતી ગઈ: “ ત્રણ દિવસમાં તુંય મારી પાછળ આવજે !”

ભાવીના ભણકારા વાગ્યા. વેળદાનના અંતરમાં ઊંડો ઊંડો ઘા વાગ્યો. એણે ડેલી ઉઘાડી ઢોર તગડી દીધાં.

નેસડાના માણસો પરગામ ગયેલા તે આવ્યાં, ને ઉચાળા ભર્યા. ભર્યું ભાદર્યું નેસડાનું સ્થળ કિલ્લોલતું તે ઉજ્જડ ટિંબા જેવું ભયંકર બની રહ્યું.

૪

ભોજક તક સાધતો હતો. અચાનક એણે પોતાની સાથે ઘોડાં લઈ સરવા ઉપર પડવાનું નક્કી કર્યું. ગામના પાદરમાંથી ધણ વાળ્યાં, સુંદર દેખાતાં ઢોર ઉપાડયાં ને વેળદાનને કહેવરાવી ચાલ્યા ગયા.

વેળદાને ઘોડી જસદણ નાળ જડાવા મોકલેલી, ને ભાલો સજાવા એ પાળિયાદ ગયેલો. માણસનું મૃત્યુ એને એવા સંજોગોમાં મૂકી દે છે કે એ પોતાની જાતને સલામત સમજી કશીયે તૈયારીમાં રહેતો નથી.

એણે ટાયડે ઘોડે પલાણ કર્યું. કટાઈ ગયેલી બરછી અને તલવાર લઈ એ પૂઠે ધાયો.

પાદરમાં બારોટ અને રાજગોર ઊભેલા, એમણે ઘોડાની વાટ આંતરી: “ આપા ! નો જવાય. ”

"અરે, નો શું જવાય ?"

"આપા ! એકલે પંડે એ વાર ખાળી જાય એમ નથી. જાવ તો અમારું લોહી," કાઠી થંભી ગયો, ને પાછો વળી ડેલીએ બેઠો.

કાઠીઆણી પોતાની ઊંચી ઓસરીએ ઊભી ઊભી સીમમાં તગડાઈ જતાં ઢોર નિહાળી રહી હતી. કોઈ પોતાનો આત્મા ખેંચી જતું હોય એમ એના હૈયામાં વલોપાત હતો. એની આંખમાં ગમગીનીના ઓઘ નીતરતા. એના કરમાઈ જતા ચહેરા ઉપર વિષાદની છાંય હતી.

ઊંચી ઓસરીએથી દૂર દૂર વાડીઓમાં વારનાં ઘોડાં પોતાનાં વહાલાં જાનવરને મારતાં એ જોઈ એનાથી હાય પોકરાઈ ગઈ: "રંડવીનો કાંણો મારે."

ને ડેલીએ બેઠેલા વેળદાનની બેટીએ બોટી કંપી ઊઠી. એણે તૈયાર ઘોડા ઉપર પલાણ આદર્યું. ગમે તેવા નામર્દને પણ સ્ત્રીનું મહેણું ખૂબ ચાનક ચઢાવે છે. કોઈ કટાર બરછીના ઘા કરતાંય સ્ત્રીની ગાળ કે મહેણું વધુ કાતીલ હોય છે. ડંખની વેદના કરતાંય એ ઘાના સબાકા સોંસરવા વીંધાઈને ઊઠે છે. વેળદાને ઘોડી તગડી પાછળ વહેતી કરી.

ખોડિયારની ધાર પાસે જતાં જતાં એ આંબી ગયો. પડકારા હાકલા કરતો વેળદાન થોરની વાડ સોંસરો ધસ્યોમસ્યો જતો હતો.

અચાનક થયેલા હલ્લામાં વેળદાને ઘેરૈયા પેઠે ઘૂમવા માંડયું. રંગની છોળો ઊડે એમ લોહીનાં ખાબડાં ભરાણાં. પિચકારી પેઠે નાડોમાંથી ઊડતાં શોણિત રંગભીના વરલાડા જેવા વેળદાનને રોળતાં હતાં.

વેળદાનની ઘોડી ઠેબે ચઢી, ને શૌર્યથી બેફામ બનેલ વેળદાન ઉપરથી નીકળી પડયો, એવો જ વેળદાન દબાયો. દુશ્મનોએ એને

ઘેરી લીધો, ને સદરને એનું જૂનું જૂનું સ્નેહનું સમણું આવ્યું. એણે વોળદાનને ઓથ આપી.

"ન હોય, મરાય નહિ," કહી એણે ભોજકને વાર્યો.

"અરે, ન મારું તો કાલે મારાં છોકરાં ગૂડી ભાદરમાં નાખી દે. મારી નાની મોટી વીરું અને ગઢડિયું ધમરોળી મીઠાં વાવે; ટિંબા જેવા કરી એનાં નામ નિશાન રહેવા દે નહી." ને ભોજકે પાછળથી નામર્દ જેવું વર્તન દાખવી થોરડાના ગાળામાં પડેલ દુશ્મનને રેંસી નાખ્યો.

વોળદાનની કીર્તિ જાણે શાપ વરસાવતી હોય એમ આંધીનાં પૂર ઊતર્યાં ને સદરની આંખો એ આંધી ઉપર ખારાં જળ છાંટવા લાગી.